# મોરાર સાહેબ રવિ સાહેબ અને ભાણસાહેબના ભજનો



# परम कृपालु भगवान करुणासागर



પ્રાગટ્ય : સંવત ૧૮૨૯ મહાસુદ-૨ • કૈવલધામનિવાસ : સંવત ૧૯૩૪ ભાદરવા વદ ૧૩

सगुन निर्गुन के जानन जाण पदही, रह्यु सर्व मध्य चीने बिनु अदबदही ।
देखित सकल जुग फरत अचेता, जबी किरतार सद्‌गुरु तन लेता ।।

સંધી મેળવી સ્વરૂપકી, અરૂપ હતી જેહી વાત;
ગુરુ ગમ વાળા સમઝશે, પ્રત્યક્ષ પ્રમાણ સાક્ષાત



સુક્ષ્મ દ્રષ્ટિ પસારતાં, જ્ઞાની સમઝે ભેદ;
અણ સમજુને અજાણ છે, કરે શબ્દ ઉછેદ



મોહન મરમસમજી ગયો. લહ્યો ગુરુ ગમસાર;
ગુરુ લક્ષ્મણ લક્ષે કરી, ઉતરવા ભવ પાર



# મોરાર સાહેબનાં ભજનો

- ૧ -

મારા સ્નેહી સદ્‌ગુરુ શ્યામ સન્મુખ રહેજો રે,
એવા કળજુગ વાયરા ક્રૂર તેમાંથી તારી લેજો રે.
ગુરુજી બાના બિરુદની લાજ રાખો તો હવે રહેશે રે,
તમે ભકતવત્સલ ભગવાન, વંદી વેદ કહે છે રે.
ઘેલાં દુરિજન જન દીએ છે દુઃખ પ્રભુજી તેને પાળો રે,
તમે નોંધારાના આધાર, બૂડતાં બાંય ઝાલો રે.
ગુરુજી પ્રકટ કરું રે પોકાર સમર્થ સંભાળજો રે,
તમારી ભકિતમાં પડાવે ભંગ, તે દુષ્ટને તમે દળજો રે.
અમે કાલાં ઘેલાં કિરતાર, તોયે હરિ તમારાં રે,
તમે આદિ અંતે મધ્ય એક હરિ છો અમારા રે.
દાસ મોરાર કહે મહારાજ, પૂરવની પ્રીતે રે,
તમે રહેજો રુદિયાની માંહી, અખંડ અદ્વૈત રે.

- ૨ -

આવો જૂઠો આવ્યો જમાનો, કઠણ કળજુગ વારો રે,
તેમાં કેમ રે દીધો કિરતાર, અવતાર અમારો રે.
એવા જયતિ મેલ્યા જપ જોગ, લોભે મન લાગ્યો રે,
ગુરુજી મેમાને મરજાદ, સેવક નહીં પાળે રે.
એવા મનના માન્યા બહુ મય, પાખંડને પસારે રે,
ગુરુજી નરપતિ નીતિના હીણ, પ્રજા બહુ પાપી રે.
એ તો કન્યા રે વેચીને કણ ખાય વિરોધના વ્યાપી રે,
ગુરુજી સહુ કોઈએ મેલ્યો સંતોષ ઉળાદે ઉજોણા રે.
તેને કર્મે પડે મહાકાળ, ખાવા ન મળે દાણા રે.
ગુરુજી પાપે કર્યો રે પ્રસાર, પૃથ્વીને બહુ પીડા રે.
સત ગયું ને સુખ ન હોય, આવ્યા દુઃખના દહાડા રે,

તમે સૂણજો રવિગુરુ રામ, કળજુગની નિશાની રે,
મોરારને ઉગારે મહારાજ, બાનું બિરુદ જાણી રે.

- ૩ -

હરિને વિસારી પ્રાણી તેં શું કીધું જી રે ?
અમૃત મેલીને વિષ તેં પીધું.
પ્રભુનું ભજન કાંઈ નવ કીધું, કંચન બદલે કથીર તેં લીધું,
આ અવસર પ્રાણી એળે તે ખોયોજી રે,
માયા દેખીને મૂરખો મોહ્યો.
જનમ પદારથ કાંઈ નવ જાયો, આંબો ઉખેડી બાવળ બોયો,
ભવસાગરમાં પ્રાણી ભટકાણોજીરે, આશા વરૂંધ્યો તું અથડાણો.
જેમ ગૂંચાણો તાણો ને વાણો, પ્રપંચ માંહી પરોવાણો,
ડહાપણમાં પ્રાણી તું ડૂબ્યોજી રે, ભાવ ભજન ભકિતને ભૂલ્યો.
મનખો ખોયો મોંઘામૂલો, કામ ને ક્રોધ વશ અતિ ફૂલ્યો,
૨જ મોરાર રવિ ભજો ટાણે, પછી મળે નહિ ખરચે નાણે,
જીવ વિચારી જોને જાણે, સંતસેવા કરી હોય તે માણે.

- ૪ -

દ્વાર પડયો રહું મેં દર્શન પાઉ, જૂઠ હી પાઉ, રહું નિનેરો,
દૂરમ ન જાઉ તુમ ગુણ ગાઉ, આપહી જાનો અપને ઘર કેરો.
અબ ન મરું મેં મહાસુખ પાયો, જોની જનમ ફરું નહીં ફેરો,
પરમાનંદ તેરો પાલસ પકડયો, અબહી જાગ્યો ભાગ્ય હમેરો.
રવિપ્રકાશ ઉજાસ ભયો હે, ભાગ્યો ભરમ ગયો હે અંધેરો,
દાસ મોરાર પર કરુણા કીની, આવાગમનકો ભયો હે નિવેરો.

- ૫ -

સાંયા મેરે સરજનહાર રે, મૂલ રે સ્નેહી કયારે મળશે ?
સદ્‌ગુરુ સરજનહાર રે, મનના મેરામ કબુ મળશે ?

પ્રીતમ પત્રિકા પ્રેમની, વાંચીને કરજો વિચાર રે;
મુખ દેખે દુઃખ ટળશે, સમરથ વહેલો કરજો સાર રે.
નેણાં વાટ નિહાળતાં, રસનાએ રામ પોકાર રે,
દિન નહીં ચેન, રેન નહીં નિદ્રા, સ્વામી વિના સૂનો સંસાર રે.
શબ્દોનાં બાણ મને રે મારિયાં, લાગ્યાં રુદિયા મોઝાર રે,
બાહર ઘાવ દીસે નહીં, અંતરે અપરંપાર રે.
વિરહિણી જુએ તારી વાટડી, કબુ આવે કિરતાર રે,
મળે તો મહાસુખ ઊપજે, હરિ હૈયાનો છે હાર રે.
સાહેબ બિરુદ સંભારજો, દાસીને દિયોને દેદાર રે,
દાસ મોરાર દિન ઉપર , તુમ હો તારણહાર રે.

- ૬ -

સતગુરુ સતનામ સુણાવ્યો, સોહમ્ શબ્દમેં સૂરત પાયો,
જાગ્રત જ્યોતેજ્યોત જગાયો, તો તેજમેં તિમિર ગયાં ટળી રે.
અનુભવી આંતરનેત્ર ઉઘડીઆં, શબ્દ નિસરણીએ ચેતના ચંડીઆ,
અનહદ નાદ લગન ગડહડીઆ, તો નૂર વરસે ત્યાં નિરમાળા રે.
સદ્ગુરુ અનુપ અનામી, આદિ અનુપમ અંતરજામી,
સંત સનાતન સત બહુનામી, તો સુખમણાને ઘરે શોભતાં રે.
શત જોગની જુકિત જાણી, તત્ત્વ સમાસં ભયા સબ પ્રાણી,
એક દશા લઈ એક ઘર આણી, તો ગેબ નિરંત ગુરુ ગમે રે.
હિલમિલ હંસા મંગળ ગાવે, તો અનભય સુખ આનંદમાં રે,
રણુંકાર રંગ સંગામાં રહેવું, એ સુખ મુખથી કહેવાય નહીં એવું,
મારાર મન મહાપદ એવું, તો આપે આપમાં ઓળખ્યા રે.

- ૭ -

લખિયા નહીં મટે, જવ તલ નહીં ઘટે,
મેરે સાધુ લખિયા નહીં મટે. (ટેક)
દશરથ ચોકી તળાવની, સરવર પાણી ભરે,

તાકી માર્યો તીરડો, આંધળાં રુદન કરે. મેરે૦
રામ સરીખા રાજીઆ, વનમાં ગમન કરે,
કાળમુખો આવ્યો રાવણો, સતી સીતાને હરે. મેરે૦
લાખ રે ઘોડાની સાહ્યબી, માથે ચામર ઢળે,
હરિશ્ચંદ્ર સરીખા રાજીઆ, નીચ ઘર પાણી ભરે. મેરે૦
પારધીએ બાંધ્યો ફાંસલો, હરણી વનમાં ફરે,
પૂરવનાં પાપ આવી મળ્યાં, આવી ફંદમાં પડે. મેરે૦
દાસ મોરારની વિનતિ, ગુરુનું ધ્યાન ધરે,
દોહલી વેળાનાં આવજો, બિરુદ તુમ વડે. મેરે૦

- ૮ -

મહોબત છોડી રે, મનવા જો રે મર જાના,
તેરે તેરે શિર પે, જમડા જોરાના. મહોબત૦
આ દિલ કા, નહીં દમડા ભરુંસા,
પ્રાણ પરદેશી, પલમેં કરતન પીયાના. મહોબત૦
જનમ જરાના, મત કર બુરાના,
કર હક્ક બંદગી, જપી લે જુબાના. મહોબત૦
કહાં કિયા, આઈ કહોગે આગે ?
કરેગા હિસાબ, હોયગા હેરાન. મહોબત૦
મહેરામ મુરસીદ મહેબૂબ બતાયા,
તાહીકા સુમરન કરલે સીયાના. મહોબત૦
રજ મોરાર રવિ કે ચરના,
અજબ ગુરુએ મિટાયા આવાગમના. મહોબત૦

- ૯ -

લાવો લાવો કાગળીઓ ને દોસ્ત, હરિને લખીએ રે,
એવો શો છે અમારો દોષ ? ના'વ્યા ફરીને રે.

જાવ જાવ ધુતારા કા'ન, તમે છો બહુરંગી રે,
તમે કોઈનાં ન રાખ્યાં માન, ઘણાંના છો સંગી રે.
ઊંડા કૂવામાં આજ, ઉતાર્યાં હરિએ અમને રે,
એવા વરત વાઢો મા મહારાજ, ઘટે નહીં હરિ તમને રે.
ગુરુજી અમૃત પાઈને આજ, ઉછેર્યાં હરિ અમને રે,
એવાં વખડાં ઘોળો મા મહારાજ, ઘટે નહીં હરિ તમને રે.
અમરપછેડો આજ ઓઢાવ્યો, હરિએ અમને રે,
ખેંચી લિયો મા મહારાજ, ઘટે નહીં હરિ તમને રે.
આંગળીએ ઝાલીને આજ, રમાડયાં હરિએ અમને રે,
તમે તરછોડો મા મહારાજ, શું કહીએ તમને રે ?
સાંભળી રવિગુરુ ભાણ, ત્રિકમ બેડી તારો રે,
એવા મોરાર કહે છે મહારાજ, ભવસાગર ઉતારો રે.

- ૧૦ -

આંબો અમર છે રે સાધુ કોક ભૂમિને ભાવે. (ટેક)
ધરા તપાસી ધરતી ખેડાવો, કાલના ગુંડા કઢાવો,
સત ધરમનું બીજ લઈને, વિગત કરી વગરાવો. આં૦
અકળ કળાથી ઘડા મંગાવો, હેતની હેલો ભરાવો,
નૂરત સૂરત દો ખડી પનિહારી, પ્રેમ કરીને પિવરાવો. આં૦
કાચા મહોર તો કામ નહીં આવે, ફાલ ફૂલ ખરી જાશે,
સદ્‌ગુરુ નામના ટોયા બેસારો, પરિપૂરણ પકવાવો. આં૦
કાચા ભડદ્દા કામ નહીં આવે, જીરવીઆ કેમ જાવે ?
અલખ તુરીજન બેઠા હજૂરમાં, ખરી નીતિ શું ખાવે. આં૦
ધ્યાન કરીને ધરા તપાસી, ભાણ સાહેબ છે ભેળા,
૨૪ મોરારને રવિગુરુ મળિયા, જેણે વરતી વેળા. આં૦

- ૧૧ -

પ્રેમ પ્રીતે રે ભજો પ્રેમ પ્રીતે, પૂર્ણાનંદ ભજી લોને પ્રેમ પ્રીતે,
મુકિત પદારથ મનુષ્ય જન્મ છે, સદ્દગુરુ સેવી લો રસ રીતે.
દેહી ધર્યાનું ફળ દયા ધામ છે, આ પદ ના'વે અવસર વીતે,
સંસાર સુકૃત સાધુની સેવા, અનેક ઉધરીઆ એણી રીતે.
શીલ, સંતોષ સહજાનંદ સુખ, મહાપદ પામ્યા મન જીતે,
રજ મોરાર સત રવિકે ચરનો, અખંડ સદ્દગુરુ અદ્વૈતે.

- ૧૨ -

તમે સદા હરિના સંત, આવી રૂડી રીત પાળો,
સાધુ રીત પાળો. (ટેક)
સાચું બોલો હક્કે હાલો, રૂડી પાળો રીત,
અપ સ્વારથ ઈચ્છા નહીં, જે તે પરમારથ પ્રીત. સાધુ૦
સેવા સમરણ ભાવ , થણેરો પ્રેમ તણો,
તનમનધન જેણે અર્પણ કીધાં, થઈ બેઠા નિજ દાસ. સાધુ૦
વાચકાછ તક્ષ વશ કરી રાખો, મનવૃત્તિ એક કઠોર,
આખડિયુંમાં અમીરસ વરસે, શીલવંતા સાડીસોળ. સાધુ૦
રંગે ભોગે રાચે નહીં, કરીઆ વંતા જેહ,
સતૃગરુ શબ્દે ઉઠે બેઠે, પરમાણી બંદ તેહ. સાધુ૦
સત ધરમમાં સૂતા રાખો, ભજનમાં ભરપૂર,
માન વડાઈ મોટપ મેલો, ગ્રહી બેઠા નિજ મૂળ. સાધુ૦
આપ જેણે અર્પણ કીધું, નિઃસ્પૃહી કહેવાય,
અભ્યાગતનો ઓલવો લહીને, લાગે ગોરાંને પાય. સાધુ૦
આઠ પહોર રટના રટો, ત્રિકમજી એકતાર,
મહારાજ એનો મુજરો માનો, હરિજન ઉતર પાર. સાધુ૦
દર્શન કરતાં દોષ નાસે, કાટે કોટિ કરમ,
મોરાર કહે સંત મેલાવો, પોતે છે પરિબ્રહ્મ. સાધુ૦

- ૧૩ -

સીયારામ ઘનશ્યામ વસો વનમેં, વસો મનમેં વસો મનમેં,
જટા મુકુટ કર ધનુષ બિરાજે, સાનુજ સંગ બીચર બનમેં.
અરુણ ચરણરજ અહલ્યા ઉધારી, કેવટ પાર કિયે છિનમેં,
ભીલરી કે બોર ભાવે કરી ખાયે, પારધી વૈકુંઠ ગયે પલમેં.
શાયર ઉપર સેતુ બંધાઈ, સેના પાર કિયે છનમેં,
ભગત વિભીષણ અભય કરી થાપે, રાવણ માર દિયે રનમેં.
અરિ જીત અયોધ્યા હરિ આયે, જયજયકાર ભયે જનમેં,
દાસ મોરાર કો દયા ગુરુ કીજે, દરશન દિયો મોહી દીન દીનમેં.

- ૧૪ -

મારી લગન ગગન ધૂન લાગી રે, મનવો વેરાગ રે વેરાગી,
શબ્દસાન સદ્દગુરુ સમજાયા, પાયા પ્રેમપિયાલા રે.
પિવત લેહરે મેરે ભયી મગના, નીરખ્યા નીરંગ નિરાલા રે,
પ્રેમપુરુષ પરમાત્મા પેખ્યા, દેખ્યા અજમ દીદારા રે.
સન્મુખ દરિયા સભર ભળિયા, નૂર નિરંતર સારા રે.
ઉનમુની પુરુષા અખંડ બિરાજે, વાજે અનહદ વાજાં રે,
ઝલમલ જ્યોતિ પડખે મોતી, સોહં હંસ સમાજા રે.
શબ્દ શબ્દ જ્યાં સુરત સમાણી, સત નામ નામ પહિચના રે,
દાસ મોરાર દયા સદ્દગુરુ કી ચિંતા મટી ચોખાના રે.

- ૧૫ -

આપ કે અંદર બોલત કૈસા રૂપ કહાં સે આયા ?
આતમ છોડ ચલ જબ ચેતન, કુનસા ધામ કહાં રે સમાયા ?
પાંચ તંત ગુણ તીન પસારા, કોણ કારીગર બનાઈ કીયા ?
કાયા ખોજ કરો જબ ખોજી, કોન અરથાન જાન જીન જાયા ?

અનુભવ સચ્ચિદાનંદ સાક્ષી, વિરલે વસ્તુ વિચાર ઠહરાયા,
રજ મોરાર રવિકે ચરનો, ગુરુ ગુણ જ્ઞાનસે ગાયા.

- ૧૬ -

એવા એકસો ને એક બાપનું બોયું રે,
એવું રત્નચિંતામણિ દેહ ભજન વિના રોળ્યું રે.
તું શું કરવા આવ્યો તો કામ ? શું કરવા લાગ્યો રે ?
તું આવ્યો તો પરમારથને કાજ, સ્વારથ કરવા લાગ્યો રે.
તેં તો ગુરુ કર્યા ગામોગામ, શબ્દ એક ન લાગ્યો રે,
તારું નાક છે નહીં ? કાન તારા કયાં ગયા રે ?
તારું મન તો માયાની માંહીં, બીજું લાગે ખારું રે,
તારું ભાંડ રે ભવાયાસેં મન, હરિનું નામ વિસાર્યુ રે.
એવું સત્ત્વરૂપી નાવ, તેમાં કોઈ બેસે રે,
મોરારની પકડોને બાંય, બૂડતાંની બાંય ગ્રહો

- ૧૭ -

પરમ ધરમને પ્રીછે લેજો રે. પ્યારા રે, ગુરુ જ્ઞાની,
એવા મનખા જમન ના'વે વારંવારા રે, ગુરુ જ્ઞાની,
શ્રી ગુરુ ચરણરજ મસ્તક ધરીએ રે, ગુરુ જ્ઞાની,
શાંત સ્વભાવે સમજી સત્સંગ કીજે રે, ગુરુ જ્ઞાની,
એવા પ્રેમે પ્રીતે પ્રેમરસ પીજે રે, ગુરુ જ્ઞાની,
સગુણ બ્રહ્મ તે સંતઅંશ અવતાર રે, ગુરુ જ્ઞાની,
એની સેવા સુમરણ કરતા ઉગારે ભવપાર રે, ગુરુ જ્ઞાની,
શ્રુતિ પુરાણ ભાગવત ગીતા ગાવે રે, ગુરુ જ્ઞાની,
સૌ હરિ-હરિજન હરદે સમાવે રે, ગુરુ જ્ઞાની,
દિવ્ય દષ્ટિ કરી દિલમેં દર્શન કરીએ રે, ગુરુ જ્ઞાની,
એવા અંતર માંહી ધ્યાન નિરંતર ધરીએ રે, ગુરુ જ્ઞાની,

અખિલ અનુભવ આનંદ સાચર ભરીઓ રે, ગુરુ જ્ઞાની,
એવા સદ્દગુરુ સત્સ્વરૂપ સમ દરિયો રે, ગુરુ જ્ઞાની,
એ અનુભવ અંતર નિરંતર ધરીએ રે, ગુરુ જ્ઞાની,
મોરાર સદ્દગુરુ વિશ્વેશ્વર વરીએ રે, ગુરુ જ્ઞાની.

- ૧૮ -

દુર્મત દૂર કરના રે દૂર કરના, નિજ ધ્યાન સદ્દગુરુકા ધરના,
નીતિ અદલ કલ સાચ કરીને લો સદ્દગુરુકા શરના.
તિનું તલબ ગુન ત્યાગ કરીને, પાંચકું પકડના,
જપો અજપા જાપહી અંદર, સત નામ સમરના.
સુરત નુરતકી દોર લગાઈ હૈ, ઠીક તહાં જઈ ઠરના,
અમર ઠોર આતમ અસ્થાને, અહોનિશ અમૃત ઝરના રે.
બુરુ મુખ પીવે મન મતવાલા, સોહામ અજર જરના રે,
રમતા રવિ ગુરુ રામ કબીરા, પલપલમેં પાયો પરના,
રજ મોરાર રવિ કે ચરનો, સોહમ અમર વર વરના.

- ૧૯ -

મેરે પ્રીતમ ચલે પરદેશ જીવન મેં કૈસે જીવું,
આવે ને જાવે કોઈ ખબર ન લાવે,
કોવનકો કહાવું સંદેશ ? મેરે૦
સાચું કહો તો મૈં સંગ ચલુંગી,
હાં રે મૈં દિલ કિયા દરવેશ. મેરે૦
નાહીં કહો તો મૈં નિશ્ચય મરુંગી,
હાં રે મૈં એસો લિયો ઉપદેશ. મેરે૦
સૂરત વિના મૈં સુરત ન દેખું,
આતમકું આદેશ. મેરે૦
દાસ મોરાર કો મેરમ રવિ મળિયા,
પૂરણ કિયા પરવેશ. મેરે૦

- ૨૦ -

ભકિત શૂરાની રે શિર સાટે રમે રણવટ ચડે ચોગણો રંગ,
શબ્દોના બાણે રે શરીર વેધિયાં, વેધે તેમ વધે ઉમંગ.
પ્રથમ પહેરી રે કમર કટારિયું, ઉપર પેટી બાંધે પ્રેમ,
ભજનનો ભાલો ભલ ભુજાએ, ગ્રહ્યો ખેલ કરી ખરડી લેવા ખેમ.
ખાંડાની ધાર રે ખરે વ્રત ખેલવું, આગ ઓડી ચાલ્યા અગમ ભોમ,
બાપુને ટાળી આવ્યા આડીએ, વૃત્તિ પહોંચી જેની વ્યોમ.
ઘાયલ ઘૂમે રે ગુરુગમ ગઈમા, સાતમ સુખ અર્પ્યાં શીશ,
શૂર ઝૂઝે રે સંગ્રામ સાચને, પાંચન કાજે કે, કિયા પચવીસ.
સંશય દિલ છેદી રે મોહને મારીઓ, સમરથ સાચા ષોડશ ધીર,
સતી જતિ સૌએ રોજગને જીતીએ, મહાવ્રતી વિરલા સાચા વીર.
અજિતને જીતી રે આદ બદલ કરી આદુ ધરમરી ફેરી આણા,
મોરારના સ્વામી રે રામ રવિ બોલ્યા, નિજયા પંથી ચડયા નિર્વાણ.

- ૨૧ -

પડી આવી ભરી આંટી રે, ભણ્યો નહીં પ્રેમ તણી પાટી,
અવિદ્યા તારા અંતરમાં પેઠી, તેની ગાંઠ પડે ગાઢી.
ચેતન પુરુષ તો ચાલી જાશે, તારી પડી રહેશે માટી રે,
મહા દુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઊંડી રાખી દાટી.
ખાધું નહીં ખવરાવ્યું નહીં, પછી જાતાં ફૂટે છાતી,
અંતકાળ વેળા આવી અચાનક, મોઢું રહ્યું છે ફાટી.
જમના દૂતનો જોખમ ઘણો તુજને, વચ્ચે લીધો વાટી,
મીઠપ દેખી માયા તણી, પછી તેને રહ્યો ચાટી,
દાસ મોરાર કહે દુગ્ધા, નવ ટળી તેને શું ખાટી રે.

- ૨૨ -

સુમરોને સરજનહાર નનદા તલબ તજીને,
જે જગદીશે જનમ દિયો હે, ઉત્તમ મનુષ્ય અવતાર,

જબ રામને, તોકો જતન કરીને,
ઉત્તમ દિયો હરિ આર. સુમરો૦
પાની કે બુંદકો પિંજરા બનાયા, નખ સબ નેન નિહાળ,
સકલ ભવનકી શોભા જાણે, દેહ તો મુકિતનો દ્વાર. સુમરો૦
હલન ચલના ચિતવન ચેતન, બોલણહાર માંડી બાર,
રજ મોરાર રવિકે ચરણો, ભજન કિયે ભવપાર. સુમરો૦

- ૨૩ -

જગત છે ઝાંઝવાંનું પાણી રે, રહેશે નામ નિશાની,
કથા કીર્તન ને સદ્‌ગુરુ સેવા, મોજું લીઓને માણી.
બેલ થઈને બંધાણો પ્રાણી, ઘરધંધાની ગાણી,
જીવને જમડા આવી લેશે ત્યારે પીવા નહીં દે પાણી.
માતા પિતા સુત સહુ, મતલબનાં ઓળખો એંધાણી,
કાયા પડતાં કોઈ ન આવે, ઘરની ધણિયાણી.
કાળની ઝાળમાં વિશ્વ વિંટાણું, મતિ તેની મુંઝાણી,
કારજ કરતાં કારજ ભૂલ્યો, પછી અંતે મરે તાણી.
કપટ તજી શ્રીકૃષ્ણ ભજ્યા, તેની વેદના વેચાણી,
દાસ મોરાર કહે અવિચળ રહે છે, સંતો તણી વાણી રે.

- ૨૪ -

ભૂલેલ મન કયું ભકિત વિસરી ?
ધિકધિક જન્મ લિયો જગમાંહી,
મિથ્યા બોજ દિયો મા તારી.
જઠર જાળમેં જરતહીં રાખ્યો,
બાંધી છોડ તેરો બંધન છોડયો,
સોઈ સાંઈ કો યાદ ન કરતે,
મૂઢમતિ ગતિ કયું ગમાઈ ? -ભૂલેલ૦

મહામણિ મનુષ્યદેહ તેરી,
સબ સુખકારી સબન કે ટીકે,
બહોર ન આવે અવસર એસો,
નારાયણ નિજ પદ નિકે -ભૂલેલ૦
તજો ગુમાન ગ્રહો ગુરુચરણા,
જો ભલ ચાહીએ આપની ભલાઈ,
દાસ મોરાર કહે મહાપદ પાવે,
સદ્‌ગુરુ સતકો કર લે સહાઈ -ભૂલેલ૦

- ૨૫ -

આખર એક દિન યાર ઊઠ જાના,
તેરે સંગ કોઈ ચલે ના નિદાન.
માત તાત સુત સગાં સ્નેહી, સો સબ સ્વારથ સજન સીયાના,
કુટુંબ કબીલો કોઈ કામ ન આવે, રેન સ્વપ્ન રેન વિહાના.
રાજપાટ શિર છત્ર સિંહાસન, સો સબ છોડ ચલા સુલતાના,
લંકા જેસી રાવણ રાજધાની ક્ષણમેં ખપ ગયે, ખાખ મસાના.
સદ્‌ગુરુ સેવા સાહે સુમરણ, પાયા અવિચલ પદ નિરવાણા,
રજ મોરાર રવિ કે ચરણો, કર બંદગી તબ હોગા કલ્યાણા.

- ૨૬ -

મન મળવાનું મળવું હોય તો, મેરામ, મળી લેજો,
દિલ દેશ વચ્યા દઈ મેળાવા, દર્શન તે દુર્લભ જો.
અમે સહુ પંખી પરદેશી, તમે આવી મળોને આ દેશી.
હવે રંજન રાખ્યા નહીં રેશી ...મન૦
કાચો કૂપો છે કાયા, તેમાં જૂઠી મમતા માયા,
કાચો ઊપન્યું છે તે અલ્પાવા ...મન૦

છેલ્લા મેળા છે સાધુ, તેમાં પ્રાણ ઘડી છે પલ અર્ધો,
જલ પરપોટો પંડ બાંધ્યો ...મન૦
જયજય બોલો સીતારામ, સંત સર્વેને કરું પ્રણામ,
કહે મોરાર મેલ્યાં છે નિજ ધામ ...મન૦

- ૨૭ -

અજ્ઞાની બોલે રે શી ઓરતા ?
ન જાણે કાંઈ વાતો તણો વિચાર,
સાધુને સ્થૂલ રે તેની શી આ પારખા,
એક છે કંચન ને દૂજો કાચ,
કંચન ને કાચ રે ભેળા કદી નહીં ભળે,
અંતે જાતા ઠેરાસે એક સાચ.
ગંગેય સરખા રે માતાજીને સેવતા, તેનાં લાગ્યા ચિત્રવિચિત્રને પાપ,
દંડને પડયો રે તેની દેહ ઉપર, અગ્નિમાં લઈ હોમ્યા જેણે આપ.
મીરાંને બાઈ રે મોટે પંથે ચાલતા, તેને કાંઈ રાણે દીધેલ ઝેર,
અંતરજામી રે વેગે વે'લા આવ્યા, થઈ છે કંઈ આનંદ લીલાલહેર.
મહેતા નરસૈં રે ભજે ભગવાનને, તેને માથે મંડલિકે માંડેલ ખાર,
હેતે ને પ્રીતે રે હરિ વે'લા આવ્યા, તેવે સમ હરિએ આપ્યો હાર.
તાતા તોરંગ નહીં ખમે તાજનો, ભાગે તેને કેમ કહીએ ભડસૂર ?
અવસર આવ્યો પાછો હવે નહીં મળે, સન્મુખ ચાલી થવું ચકચૂર.
વિષયમાં ન હોય જેને મૂળે વાસના, તેને ન હોય હરખ ને શોક,
મોરાર કહે રે સંત સમ ધારણા, તેને કોઈનો ના'વે અવગુણ દોષ.

- ૨૮ -

શાને આવ્યો સંસારમાં ? આવી અનરથ કીધો ?
અમૃતરસને અળગો કરી, વિખ હળાહળ પીધો ...શાને૦
અવિદ્યા વ્યાપી તારા અંગમાં, પરનિંદા શું રે પ્રીતિ,

રતિએ ન ઊપજે રામમાં, તે કેમ જાશો જી ? ...શાને૦
ભાવે ભકિત ન આદરી, મન માયામાં વીંધ્યું,
નિમીખ નવરો નવ થયો, નિરભે નામ ન લીધું ...શાને૦
સંત બતાવે સાધના, ઊલટો હાર ચડાવે,
જેને રુઠશે રમાપતિ, તેને ભકિત ન ભાવે ...શાને૦
જીત્યા તે જગતમાં જાણીએ, જેણે સત્સંગ કીધો,
મોરાર કહે મનની મોટપ તજી હેતે હરિરસ પીધો ...શાને૦

- ૨૯ -

ચકવી રેન પડે જબ રોવે,
અપના પિયુજીસે પ્રીત લગાઈ, ચરનકમલ ચિત્ત પ્રોવે ...ચકવી૦
દો લખ જાજેન ચંદ રહે દૂરી, પોયણ પ્રફુલિત હોવે,
ચકોર ચાહત ચાંદ કિરણકો, જીવનને નહીં જાવે ...ચકવી૦
કીટ સમુદ્ર રાહત સ્વાંત જલ, મોર બપૈયા મોવે,
લગન મોરાર ઐસી જો લાગે, પ્રીતમ બિછોવે ...ચકવી૦

- ૩૦ -

સફળ જનમ જાન જાનવે, જનુ સત્સંગ કિયા,
ભાગ્ય ઉદય જીન ભકિત કીની, ભાવે ભજયા ભગવાન.
શાંત સુભાવ સુમરન સેવા, ગુરુગમ પુરના પાન,
રસના રખ નિજ નામ નિરંતર, પ્રેમ નેમ પરમાન.
શીશ સહિત સમરપન કીના, તન મન ધન કુરબાન,
વંશ વહેવાર વાસના વામી, મટિયા માન ગુમાન.
તત્પદ ગ્રહી ટેવ નવ છોડે, અચલ મતા અસમાન,
સત્ ગુરુ શબ્દ ગ્રહ્યા સાચા, સુમરણ કરે સિયાન,
રજ મોરાર રવિ કે ચરનો, પાયા પદ નિરસાન.

- ૩૧ -

આપકે અંદર બોલત વંદે કેસો રૂપસો કહાંસે આયા ?
આતમ છોડ ચલા જબ હંસા, કોને સરૂપ સો કહાં સમાયા ?
પાંચમા તંત મે કે નસા પ્રેરક ? કોને કારીગર બનાઈ કાયા ?
મનકા ખોજ કરો જન ખોજી, કોને જનક કોનકા જાયા ?
સત્સ્વરૂપ સચ્ચિદાનંદ સ્વામી, વિરલે વસ્તુ વિચાર ઠેરાયા ?
રજ મોરાર રવિ કે ચરણો, ગુરુગમ ગુંજ જ્ઞાનસે પાપા.

- ૩૨ -

ગોવિંદ ગુણ ગાયા નહીં, આળસ આવી રે અભાગી,
અંતર ન જ ટળી આપદા, જુગતે ન જોયું જાગી.
જનમ ગયો જંજાળમાં, શબ્દે લક્ષ ન લક્ષ ન લાગી,
ભજન તું ભૂલ્યો રામનું, મોહ મમતા નવ ત્યાગી.
ધન રે જોબનના જોરમાં, બોલે આંખ ચડાવી,
સંતચરણ તે સેવ્યાં નહીં, કર્મે કુબુધ્ધિ આવી.
અખંડ બ્રહ્મને ઓળખો, સુંદરી સદા રે સોહાગી,
મોરાર કહે મહાપદ તે મળે, મનવો હોય રે વૈરાગી.

- ૩૩ -

મારી લેહ તો લગનમાં લાગી ભૈયા, મેરો મનવો ભયો વૈરાગી,
સંસાર વહેવાર હું સરવે વીસરીઓ, બેઠો સંસારીઓ ત્યાગી રે.
રામ ને કાજ મુંને કડવું લાગે, મારી મનડાની મમતા ભાંગી રે,
મંત્ર સજીવન શ્રવણે સાંભળીઓ, માંહી મોરલી મધુરી વાગી રે,
રજ મોરારને રવિગુરુ મળિયા, મુકિત ચરણમાં માગી રે.

# રવિ સાહેબનાં ભજનો

- ૧ -

રૂડા રામને સંભારો, તારો મટી જાય ઘોર અંધારો,
ઘણા જનમથી ગેરાં ખાતો, આવ્યો જીવ દુખિયારો.

ભવસાગરની ભૂલવણીમાં, સદ્‌ગુરુ તેં નવ ધાર્યો,
ભૂંડા માણસની ભાઈબંધી કરતો, ચરતો અખજ ચારો.
સંકટ પડયું ત્યારે હરિને સંભાર્યા, હવે મને પાર ઉતારો,
સદ્‌ગુરુએ દાવો છોડી દીધો, ત્યારે જમે કર્યો પડકાર.
ગુરુ ને ગોવિંદ દો રિસાણા, ત્યારે ઉગર્યાનો કયાં આરો ?
તન, મન, ધન ગુરુજીને અર્પણ કીધાં,
ત્યારે આવ્યો ઉગર્યાનો વારો.
ગુના હતા તે માફ કરિયા, ત્યારે ગોવિંદ કહે મત મારા,
ત્રણે ભુવનમાં તેજ તમારું, માંહી વણજ કરે વણજારો.
હાથીના મુખમાં પૂળો હતો, સદ્‌ગુરુએ કાઢયો બારો,
સદ્‌ગુરુનો મહિમા છે મોટો, પ્રીતેથી કારજ સુધારો,
કહે રવિદાસ સત ભાણપ્રતાપે, બાવન અક્ષર મારો.

- ૨ -

મને સાચી રામ સગાઈ,
જે કોઈ શરણ આયે સદ્‌ગુરુકી, જુગજુગ રામ સહાય રે.
રામ સગાઈ હૈ સબ સાચી, વેદ પુરાણ સબ સાખી રે,
ભરી સભામેં ચીર બઢાયે, દ્રૌપદી કી પત રાખી રે.
જયાં જયાં ભીડ પડે ભકતનકો, તહાં તહાં ઉઠી ધાયા રે,
હિરણ્યકશ્યપ કો ઉદર વિદાર્યો, જન પ્રહ્‌લાદ સુખ પાયા રે.
થોડી ભકિત દેરી કરી માને, ઐસા કૃપાનિધાના રે,
દાસ ધ્રુવકો વિચલ પદવી, દિયા હૈ અભય વરદાના રે.
સતયુગ ત્રેતા દ્વાપર કલજુગ, બિરુદ રામના સાચા રે,
નામકો છાંડ ઔર કછુ કીજે, કર્તવ્ય સબહીં કાચા રે.
ઔર અનેક સંત ભયે આગે, નામ નાવ ભયે તારા રે,
રવિદાસ સદ્‌ગુરુ કે ચરણે માન્યા મને હમારા રે.

- ૩ -

સદ્‌ગુરુ બોલ્યા રે મસ્તકે, કર ધરી સેવક સારી તમારી વાત,
પ્રગટ રહું છું તારા પંડમાં રે, દિલની તું દુગ્ધા કાઢી નાખ.
આનંદ આણી રે અનુભવી ઓચાર્યા, પ્રેમીજનની સાથે પાળો પ્રીત,
જ્ઞાન વૈરાગે ભકિતરસ ચાખીએ, અંતર નિર્મળ રાખે રીત.
શીલ ને સંતોષ રે ક્ષમા બહુ રાખવી,
સાથ દયા આધીનતા બહુ હેત.
બાળકને સ્વભાવે રે રહેવું રહેણીએ,
વંશ રાખો જીભ્યા ઈન્દ્રિય સમેત.
ગલિતપણું ને ગંભીરાઈ અતિયાણી,
જેવા કોઈ ગંભીર છે દરિયાવ.
લહેરી ઊઠે રે માંહે સમાવીએ,
મન ગાળી ટાળીએ દેહીના સ્વભાવ.
કઠોરને કંગલાઈ રે હઠ હરકત ઘણી,
મુખના મીઠા ચિત્ત કલ્પાંત.
હરિજન હસી રે તેથી ન્યારા રહે, અંતર અવગુણ ન ધરે સંત,
તત્ત્વદર્શી રે આગે સંત બહુ થયા,
તેણે કાંઈ નવ ધર્યો કેનો દોષ.
મને, કર્મે, વચને દે કેને નવ દુભિયા,
તે નર જીવંત પામ્યા મોક્ષ.

- ૪ -

સંતો રમતા રામ હમારા,
જીહાં ઠેરાવું ત્યાં હરિ નાહીં, ઐસા અપરંપાર,
કોઈ કહે છે નાભિ નિરંજન, કોઈ કહે હૃદયપ્રકાશ.
કોઈ કહે નાસિકા અગ્રે, કોઈ કહે ભ્રૂકુટી વાસા,
કોઈ કહે છે દશમેં દ્વારે, દ્વાદશમેં દરશાવે,

કોઈ કહે નૈનઝરૂખે, અકલ કળ કયું જાવે ?
અનુભયે કથે અપને અનુમાન, સુન ભડકામેં ભૂલ્યાં,
કર્તવ્ય જોગ માંહી ગૂંચવાયા, પાયા નહીં નિજ મૂલા.
રોમરોમમેં અનંત બ્રહ્માંડ રંગરંગમેં રહી બોલે,
આપ ખોયા તબ આપ પારસમણિ, ખબર વિના દૂર ખોળે.
નિરધાર નિર્લેપ નિરંજન, લેખા વિના અલેખા,
રવિદાસ સાન ગ્રહી ગુરુકી, જયું કયા ત્યું હરિ પેખા.

- ૫ -

સંતે કરડા જ્ઞાન અમારા,
કહે સૂને કાંઈ કામ ન આવે, ગ્રહે સો સંતો ઊતરે પારા.
કથની કથે ને કરે ચતુરાઈ, અંતર કરે ન વિચારા,
ભેખ ધર્યો પણ બ્રહ્મા ન ચીન્યો, દિનદિન બઢયા અહંકારા.
માલા તિલક લઈ કરમેં સુમરણી, અંતરધ્યાન ન લાયા,
હું હું કરત હડકયા કુત્તા, કહે ભાઈ તે કયા ત્યાગ્યા ?
જગત કરે તે તુહી કરત હૈ, એક કીની અધિકાઈ,
માળા તિલક છાપ સુમરણી, જગત ખાયા ફોસલાઈ.
બળ દિખલાઈ લજાયા બાના, કપટ કલેજા માંહી,
રોમરોમકી રામ જાતન હૈ, બાહેર કરત બડાઈ.
પાખંડ ભકિતસે પ્રભુ નહીં રીઝે, ગુરુ કાચ મત જાણો,
રવિદાસ રમતા રામ પિછાન્યા, સદ્‌ગુરુ મળતાં ભાણો.

- ૬ -

આ રે સાસરિયામાં આવી કરી આત્મા,
શું રે કમાણો મને કહે ને મારા ભાઈ.
લૂખું ખાઈને લક્ષ્મી રે જોડી, મૂરખો કહે છે માયા મારે થઈ,
સાધુ પુરુષનો સંગ ન કીધો, લક્ષચોરાસી તારે માથે રહી.

ભાઈ ભત્રીજા તારા કુટુંબ કબીલા, ખોટી થયો ને બધી ઉમર,
મારું મારું કરી તું મરી ગયો મૂરખા,
શ્રવણ કથા તેં સાંભળી નહીં.
કહે રવિદાસ સંત ભાણપ્રતાપે, હરિજન વિના મુકિત નહીં.

- ૭ -

રવિએ રમતો દીઠો રે, બાવો છે ઝીણો છે ઝીણો. (ટેક)
લીલો ને પીળો લાલ બેરંગી, સફેદથી રંગ સારો,
એ પંખીડાને પાંખ જ નહીં, ચૌદ ભુવનથી ન્યારો રે ...બાવો૦
આગળ છાયા, પાછળ છાયા, આ છાયા છે તમારી,
એ છાયામાં છુપાઈ રહ્યો, છાયાથી સદ્‌ગુરુ ન્યારો ...બાવો૦
આપે બાવો આપ સ્વરૂપી, ઝીણા માંહીલો ઝીણો,
કવિ રવિદાસ સંત ભાણપ્રતાપે, બાવન અક્ષર બારો ...બાવો૦

- ૮ -

લોહી માટીકા ચણીઆ રે બંસલ, ખૂબ બણિયા ખૂબ બણિયાજી,
તનસે સાઠ વાંકું ચીરા લગાયા ચોસઠ બંધ બંધાયા.
બહોંતર કોઠા બે માંહી જાળી ઉપર ચમઠા છાયા,
હીરા માણેક જ્યોત અપારા, વરસે અમૃત ધારા.
મરજીવા નર ચઢે મેદાને, નિરખે નિરખનહારા,
એ બંગલા પર છત્ર બિરાજે, વહાં ઉનકા રાજા.
સુખમણા તારી સેજ બિછાવે, બાજે અનહદ બાજા,
માહીક માહીં ન્યારે કા ન્યારા, ઐસા ખેલ રચાયા,
કહે રવિરામ સંતભાણ પ્રતાપે, અક્ષય અમર ઘર પાયા.

- ૯ -

સંતો નિર્ગુણકી ગત ન્યારી,
સમસ્યા હે સદ્‌ગુણની એવી, સમજે તો સુખકારી.

અડસઠ તીરથ ફરી ઘર આવે, એહી ઉનકી પ્યારી,
પ્રીત વિના વાલપ તજી બેસે, મળે નહીં મુરારી.
જોગી જતિ તપસી સંન્યાસી, રહ્યા ધ્યાનમાં ધારી,
ફળ મીઠાં કોને હાથ ન આવે, ગયા હૈયામાં હારી.
સાત પાતાળ એકવીસ બ્રહ્માંડ, રહ્યાં સૌ રામ પુકારી,
સદ્‌ગુરુ નામ પ્રતાપ વિના ભાઈ, ભેદ સમજવો ભારી.
કહે રવિરામ ગુરુ ભાણપ્રતાપે, સૂઈ રહ્યા સંસારી,
જાગ્યા સો નર જગમાં જીત્યા પ્રેમ પિયુ ગત પ્યારી.

- ૧૦ -

પરિબ્રહ્મ સાથે સ્નેહ કીધો મનને સદ્‌ગુરુને હાથે ન દીધો,
મનુષ્યદેહનો લાભ ન લીધો, અજ્ઞાને બહુ આથડયો રે. ૧
કલ્પિત વસ્તુ કારમી જાણી, મન વચન કર્મે બંધાયો પ્રાણી,
ભૂલી ગયો તું ભકિત નિશાની, અંધ પડયો ભવકૂપમાં રે. ૨
વિષય સ્વાદમાં રાતો માતો પલક, એક ન ઊપજે નિરાંતો,
ત્રિવિધ તાપમાં નિશદનિ તાતો, શીતલતા સ્વપ્ને નહીં રે. ૩
રવિદાસ કહે જેને સદ્‌ગુરુ વરિયા જ્ઞાન દીપક દઢ હૃદયે ધરિયા,
પુનરપિ જનમે નહીં અવતરિયા, કાળ-ચક્રથી ઉગરિયા રે. ૪

- ૧૧ -

શબ્દ કોઈ સંત જે વલ્લા જાણે, સમજ્યા પરણામે. (ટેક)
દીધો શબ્દ પણ કાન ન ધરીએ, ઠંરીઓ નહિ ઠેકાણે,
ભૂલવણીમાં હાલ ભટકતો, કર્યાં કર્મ પ્રમાણે...શ૦
પરનારીસે પ્રીત કરીને, વિષયના રસ માણે,
મરી મરીને ફરી અવતરિયો, લખ ચોરાસી ખાણે...શ૦
મૂરખ નરને હીરલો બાંધ્યો, ઓળખ્યો નહિ એંધાણે,
પારખ વિનાનો પડયો પાધરમાં, પથરાને પરમાણે...શ૦

ક્ષુધાર્થીને ક્ષુધા વ્યાપી, ભોજન ભરિયાં ભાણે,
ઊઠયા પછી એને કહ્યું અંધારું, વળી ન સૂઝયું વા'ણે...શo
સીધે મારગ સંત ચલાવે, નુગરા આડા તાણે,
રવિરામ કહે કહ્યું ન માને, જરૂર જમના બાણે...શo

- ૧૨ -

સમજાય નહિ બોલ્યું, ત્રણ ભુવન એવું પહોળું,
પાંખ વિના પંખી ભમે, બે બચ્ચાં તેની ગોદમાં લઈ
અધ્ધરનું અધ્ધર રમે.
થાન વિના જેને દૂધ ઝરે, મુખ વિના બચ્ચાં પીએ,
જેને ઝીણા તેની જુગતે જાણે, મોટા દેખીને બીએ.
એવાં ગૂંગાં બચ્ચાં દૂધે રાચ્યાં, ગયાં શું વળુંધિયા ?
ચૌદે ભુવન માંહી વાસ કરીને, કોઈક વિરલે શોધિયા.
એવી ગોરી ગત્ય રૂપવરણી, લગનમાં ગુપ્ત રહે,
જાણશે તે માણશે, રવિદાસ ગુરુ શબ્દે લહે.

- ૧૩ -

કલજુગ કપટી કારમો, દુષ્ટી નર દેખ્યા,
સ્વારથે શીશ નમાવતા, સેવા કરત વિશેષા,
સ્વારથ અપના ના સરે, સબ ધરતા દ્વેષા.
માંહોમાંહી લડે-વઢે, હરિજન ન રેષા,
મરદ નહીં નિજધર્મની, વણસાડયો વેષા.
ગુરુ લબાડ ચૈલા લાલચુ, લૂખા કરત હૈ લેખા,
ખૂણે બેસી ખોટી વિદ્યા, આપે જઈ ઉપદેશા.
પ્રપંચ પંથ ચલાવતા, વચ્ચે પાડે કલેશા,
રવિદાસ ભાણપ્રસાદથી, એક લહ્યા અલેખા.

- ૧૪ -

સમયને સંભાળ રે, મસ્તક ઊભો કાળ,
તે દૂત તમને નડશે અંતે, તે રાતદિવસ નવ ગણે,
ચાલવું પડશે ચેતજો, બહુ મારશે માર તને.
સગા છે સંસારના તે, સાથે કોઈ આવે નહીં,
એકલા અડવડતા જાશે, સૂણ વાત માંડીને કહી.
અકલ હોય તો અવસરે, તું ભજી લે ભગવંતને રે,
ભકિતભાવે કરી દંડવત્, સેવે કાચા સંતને રે.
સાચ બોલે સહુ દુઃખ માને, ચતુરાઈ મૂરખ કરે,
અંતની વેળાએ વિઠ્ઠલ સાથી, નિર્ભયે કહું છું નિઃશંક રે.
માતાપિતા એક માસ ઝૂરે, બાંહે બેલ બે દિન રડે,
દશ દિન દીકરો દીકરી, પછી હેડ હૈયે નવ ચડે.
બાંધવ તો બેચાર દહાડા, રોઈને મન વળશે,
ભાભી કહેશે ભાર ભાંગ્યો, સહુને સંભળાવશે.
નારી દિન બાર ઝૂરે, પછી બુધ બીજી કરે,
રવિદાસ કહે સંતભાણચરણે નામ નિશ્ચે ભજે તે તરે.

- ૧૫ -

નુરતે સુરતે નીરખો,
એના ઘડનારા રે પરખો, આ કોણે બનાવ્યો ચરખો ?
આવે જાવે એ બોલાવે જી, જયાં જુઓ ત્યાં સરખો,
દેવળ દેવળ કરે પુકારા, પારખ થઈને પરખો -આ કોણે
ધ્યાનકી ધૂનમેં જયોત જલત હૈ, મીટયો અંધાર અંતરકો,
એ અજંવાળે અગમ સૂઝે, ભેદ જડયો ઉન ઘરકો -આ કોણે
પાંચ તત્ત્વકા સાજ બનાયા, ખેલ ખરો એ નરકો,
પવનપૂતલી રમે પ્રેમસે, જ્ઞાની હોકે નિરખો -આ કોણે

રવિરામ બોલ્યા પડદા ખોલ્યા, મૈં ગુલામ ઉન ઘરકો,
એ ચરખાની આશ ન કરજો, ચરખો નહીં રહે સરખો - આ કોણે.

- ૧૬ -

નામ નિશ્ચે ભજે તે તરે, સૂણને વેપારી રે,
કંહું છું સૂણજો વાત, ચિત્ત ધારી રે.
સાંભળો કહું છું શબ્દ સાચો, જોરાવર જમની છડી રે,
સગાં સહુ રોશે મળીને, રાખી ન શકે આડા પડા.
કયાં દાટયું ? કયાં મેલ્યું ? કહો કયાં મૂકયાં છે દામ રે ?
સહુને પડી આપ આપની, મુખે કહેવડાવે રામ રામ રે.
બેન ભાઈ ભાણેજ બેઠા, કોણ પૂરશે હામ રે ?
વાત કહે વગ વગતણી, કોણ મુખે ન ભાખે રામ રે ?
વિચારે વેવાર વળતો, ધંધો કરવા દોડશે,
સંભારશે નહીં સ્વપ્નામાંહી, તન જાતે તાતો તોડશે.
વેવાઈ વાતો સાંભળીને, પડયા મન વિચારશે રે,
કાંઈ કરી આ વેળા આવવું, તે રાખવો સંસાર રે.
લોક લાખ વાતો કહે રે, કોઈ ભલો, કહે કોઈ ભૂંડો રે,
જેવું કીધું પ્રાણીએ રે ભાઈ, તેવું દુઃખ અરૂ સુખ સહે રે.
ધોરી ધરમ ને પાપ છે તે સાથના સાથ ફરે,
રવિદાસ કહે ગુરુ ગોવિંદ ભજ, ભાઈ ભવસાગર સહેજે તસ.

- ૧૭ -

સંતો ધોખા બડા ધુતારા,
ધોખા આવ્યા તબ ધીરજ નાઠી, ઊઠી તમ અહંકારા,
દુગ્ધા આવી દિલમાં દઝાદે, ઈર્ષા આંખો કાઢે.
કુમતિ આવી કરે કફરાના, કાળ હાથ પછાડે,
શોક આવી શરીરકો મલિના, કુબુધ્ધિ પાડે ચોરાશી.

અવગુણ વચ્ચે અંતરાય કરિયા, પ્રકૃતિએ વાળ્યા વાડા,
સવળા સામા અવળા બોલે, હરિભકિતસે આડા.
ધોખો ને સાંસો બેઉ બધું, દેખે સરખે સરખા,
ભૂંડી ભોંયે જઈને ભડ બેઠા, કર નરના ભરખા.
સદ્દગુરુ શબ્દે ધ્યાન લગાવે ઊલટા ધોખાકો ધૂતા,
કહે રવિરામ આત્મ એક દરશે, સો સદ્દગુરુકા સપૂતા.

- ૧૮ -

હમ પરદેશી પંખી સાધુ, આ રે દેશના નાહીં,
આ રે દેશના જીવ અભાગી, પવપલમાં પરલાહા.
પાવ વિના ચલના ચાંચ વિના ચુગના, પાંખ વિના ઊડ જાઈ,
વિના સુરતકી નુરત હમારી, અનલ ન પહોંચે ત્યાંઈ.
આઠે પહોર અધ્ધર રહે આસન, કબહૂ ન ઊતરે આની,
જ્ઞાની, ધ્યાન , વિજ્ઞાની થક ગયા, એવી અકથ્ય કહાની.
છાંયે બેસું તો અગ્નિ વ્યાપે, ધૂપમાં બહુ શીતલાઈ,
છાયા ધૂપથી સદ્દગુરુ ન્યારા, હમ હૈ સદ્દગુરુ માંહી.
નિર્ગુણ રૂપ હમારા, સાધુ, સગુણ નામ ધરાઈ,
કહે રવિરામ નિરંતર વાસો, સબ ઘટ ઝલકે જાઈ.

- ૧૯ -

સંતો માયા મૂળે નાહીં,
વિના વિચાર સકલ જગ ભૂલ્યા, જ્ઞાન વિના ગૂંચવાઈ,
માયા માયા સિધ્ધ સાધ પુકારે, અચરજ એ જ કહાવે.
ભોરિંગ જેવા સીંદર ભોંય પર, દેખોએ કિસ વિધ ખાઈ ?
માટી કેરાં બન્યા પાળિયા, ચીતર્યો વાઘ ચિતારે.
એવો ભ્રમ દેખી જીવ ભટકયો, વાઘ એ કિસ વિધ મારે ?
ખેતર બડા બીના રખવાલા, એડા ઊભા કીના,

અકલ વિના ઓડા નહીં ઓળખ્યા, દેખત હરણ બીના.
માયા નિંદ સ્વપ્હી જૌસી, બિન ગુરુ ગમ અંધિયારા,
કહે રવિરામ ચેતન જબ જાગ્યા, ભયા બ્રહ્મ ઉજીયારા.

- ૨૦ -

મન રે રામભકિત કર સાચી,
સદ્‌ગુરુ સંત ઔર રામભકિત વિણ, તબ લગ મતિસબ કાચી.
જોગી જંગમ સેશક થાકે, જીવ જીવ કરી રહ્યા હારી,
સંન્યાસી દરવેજ હી હારે, વાકો ન ચડી પ્રેમ ખુમારી.
જ્ઞાન, કથતાં જ્ઞાની અળસાયે, પ્રવૃત્તિએ પછાડયા,
ધ્યાન કરતા ધ્યાની અળસાયે, લીધા શિર પર ભારા.
બ્રહ્મા કંથતા બહયા જ્ઞાની થકીઆ, બાંધ્યા જુદા અખાડા,
એક કહે પણ દ્વૈત ન છૂટે, વર્તમાન માંહી હાર્યા.
કાજી મુલ્લાં ઓલિયા અળસાયે, પંડિતા પઢતા પુરાણા,
કાવ્ય કવિત કદી કવિ અળસાયે, દાતા થાકયા અભિમાન.
જરા અદ્વૈત તહાં દ્વૈત ન ભાસે, સંત કરીએ શૂરા,
કહે રવિદાસ દષ્ટ સમાના, રમતા રામ ભરપૂરા.

- ૨૧ -

સંતો નિર્ગુણ નામ નિરાળા,
નામ નાવ ભવસાગર માંહી, તારણ તરણ સંસારા રે.
નામ ધ્વજા કરે રાતદિન, સુરતી શબ્દ લપટાઈ રે,
શ્વાસોચ્છ્‌વાસ સુનત નિત અનહદ પલકહું વીસરી ન જાઈ રે.
લક્ષ ચોરાસી ચાર ખાનમેં, ઊઠત શબ્દ વિચારા રે,
કોઈ બૂઝે કોઈ બૂઝત નાહીં, અવિગન ખેલ અપારા રે.
તીન લોક નવખંડ બહ્માંડમાં, નામ અનામ તે જાગન જે,
હે ન્યારા પણ માંહી બોલે, સંતને મુખ સાજે રે.
નિર્ગુણ નામ સંત ગુણધારી, ભૂલવણી નિરાધારા રે,
રવિદાસ સદ્‌ગુરુ સબકા સાક્ષી નારી રૂપ ગુણ નાહીં રે.

- ૨૨ -

સાહેબ સમર્યા વિના પાર ન પહોંચે,
આ તો ધુતારાનાં શહેર છે જી રે.
આવ્યો તે દિ બંદા શું બોલી બોલતો ?
હવે બોલે છે એમાં બહુ ફેર છે જી રે.
કૂડી કમાણી બધી ચોપડે ચડશે,
લેખાં લેવા સાહેબ તુંને તેડશે રે.
મોરપાઈમાં બંદા મોહી રહ્યા છે,
મારને તુને તારી વેડશે રે.
મિથ્યા માયામાં તારો જીવડો લલચાણો,
પ્રભુભજન સાથે તારે વેર છે રે.
સમુંદરમાં રૂડી છીપું નીપજે,
છીપે છીપે ઘણો ફેર છે રે.
સાધુ થયા તેથી શું થયું છે ?
પ્યાલે પ્યાલે ઘણો ફેર છે રે.
કહે રવિરામ ગુરુ ભાણ પ્રતાપે,
જેને માથે સાહેબની મે'ર રે.

- ૨૩ -

મત કર નિંદ્રા જીવ અભાગી, થોડા દિન સારુ કયા સોવે ?
મનખા જનમ હૈ રતન પદારથ, એહી જુગત ફિર નહીં હોવે ?
હરિ ભજયા વિના ધિક્ક હે જીવના, કયા મનખા એળે ખોવે ?
સાહેબ સુમરન સાબુ છોડે, કદાવ કોઈ કયું ધોવે ?
હરિ-સાગરકું દઉ પાગથી, ખાબોચિયામાં કયું ડોવે ?
મુકતાફળકા ખેત છોડકે, જવાસ તરણા કયું ટોવે ?
અંબ સરખા અમૃત પરહરી, થડ થોવરકા કયું બોલે ?
અતલે સરખા આનંદ છોડકે, કરમક્રિયામેં કયા મોવે ?

અચ્છા નીર ગંગાજળ કેરા, મુતે મુખડા કયા ધોવે ?
ઓહી શિખામણ સમજુ જનકું, મૂરખ મનમેં નહીં ગોવે,
કહે રવિદાસ ભાણ પ્રતાપે, કરમ કાળ ધોખા ધોવે.

- ૨૪ -

દિલદરિયામાં અખંડ દીવો, દીઠાં વિનાનાં દિલ ડોલે,
ભ્રાંતિના ભરિયાં ભવોભવ ભૂલ્યા, ગુરુ વિના તાળ કોણ ખોલે ?
ગગનમંડળમાં ગુપ્ત ગેબી, બાવન બહાર સોહી બોલે,
નુરત તખત પર નામ નિરંતર, નુરતે સુરતે નટ ખેલે.
આદિ અનાદિની જેને ઓળખાણો, મૂળ ભજને તે નહીં મેલે,
લાગી પ્રીત સદ્દગુરુ સાહેબસે, ફળ લાગ્યાં જેમ બહુ વેલે.
આ મારગડે આવતાં ને જાતાં, આનંદ ભયો હવે મન મેરે,
પટા લખાયા સરકાર હજૂરી, અવર દિલ હવે નહીં ડોલે,
કહે રવિરામ ગુરુ પ્રતાપસે, અમર પિયાલા અહોનિશ પી લે.

- ૨૫ -

સંતો હમ ભેદી કે ભેદ, જૂઠા જ્ઞાની કથ હૈ વેદી,
ખટશાસ્ત્રકા મત હૈ જુદા, બોલે ન્યારા ન્યારા,
ગૂંગળા જ્ઞાનમાં ગુણી ગૂંથાયા, અંતર રહ્યા ઉધારા.
કોઈ સંસ્કૃત કોઈ પ્રાકૃત વખાણે, વચનને વાડા વાળે,
સમજ્યા વિના કરે સંવાદા, સબહી ઘેર્યો કાળે.
સગુણ કહે શ્રીકૃષ્ણ પૂર્ણ હૈ, નિર્ગુણી કહે નિર્વાણા,
એહી સંસારમેં સબજીભ ભૂલ્યાં, ડૂબ મૂઆ અભિમાના.
સગુણ સરૂપી સેવા વખાણે, નિર્ગુણી શૂન્ય ઠેરાવે,
નિરંત રમતા રામ જાણ્યા વિણ, દોનું રીતો જાવે.
સગુણ નિર્ગુણ ઘર હૈ ન્યારા તો અસ્થિર ઘર હમારા,
કહે રવિદાસ આપકુ બૂઝે સો સદ્દગુરુકા પ્યારા.

- ૨૬ -

માની લે વચન મારું મૂરખ, ઓળખ આતમરામ રે ભાઈ,
કૂડું કુટુંબ કારમી માયા, સપાનાનું સૌ દામ રે ભાઈ.
તું તાદું તપાસને તલબ, તારું નથી કોઈ રે ભાઈ,
ઈન્દ્રધનુષ્યનું વ્યોમ દીસે, નિશ્ચે તે નિશ્ચલ ન હોઈ.
હું ને મારું કરતો મરીશ, વિષમ જળ સંસાર રે ભાઈ,
અંતરવેળાએ જાઈશ આડો, ગધ્ધા અવતાર રે ભાઈ.
વાંઝના પુત્ર બાજી ખેલાવે, પરણી પામ્યો રાજ ભાઈ.
આણ ફિરાવી સર્વની આંહી, સાચા નહીં રે એસારે ભાઈ,
કર્મધર્મ ભ્રમથી ન્યારી, ભકિત પ્રેમ વરે રે ભાઈ,
રવિદાસ કહે ગુરુજ્ઞાનમાં, સમજજો વાંચો એમ રે ભાઈ.

- ૨૭ -

ભીતર ખોજે રામકુ બાહર કાં ધાવો ?
બાહર ખોજે નહીં મિલે ભીતર હરિ પાવા.
પ્રથમ ગુરુ સેવા કરો, સદ્‌ગ્રંથ આચરવા,
વચન કહે સો કિજીએ, સત્ય વાત ઉચરના.
સંગત કીજે સંતની જીન મર્મે લખાવે,
દિલ અંદર અવિનાશના, પડદા ખોલી દિખાવે.
દેવળમાં ગુરુ દેવના, એકાંતે બેઠાં,
ખોલ કમાડી ઓરડી, પાયા હરિકા નેઠા.
સેજ બિછાઈ સુંદરી, દોરી અનંત લગાઈ,
કોઈક નાર સુલક્ષણી, નિત ઝૂલત જાઈ.
મીઠા કેરી પૂતળી, પાણી માંહી પેઠી,
બહાર કિસ વીધ નીકળે ? નીકળે તો જૂઠી.
એસા બ્રહ્મ વિચાર હે સદ્‌ગુરુ લખાવે,
રવિદાસ સાચી કહે બહોરી જનમ ન આવે.

- ૨૮ -

હર દરિયામાં હંમેશ ના'તા મન મૈલા તેરા કયું રે'તા ?
શ્રાધ્ધ સરાવત બહુત જુગ વહી ગયા, મૂઆ પીછે મુખ નહિ જોતા.
આયે પુરુષકું આદર નહિ દેતા, મૂએ બાપકું કયા રોતા ?
ઉગે ત્યાં તો કબહુ ન વાવે, ઈન્ગારે બીજ જઈ બોતા.
ખાય પીએ ને મારે ખાસડે, ખરા માલ મૂરખ ખોતા,
આંબા વૃક્ષકી છાયા છોડ કર, આંકડે આસન કયું સોતા ?
હંસસભામેં કબુ ન બેઠા, બગ સાથે ખાવે ગોથા.
પર સ્ત્રીયા સાથે પ્રીત કરતા, કૂડી નજરે કયું જોતા ?
પતિવ્રતા ઘેર નાર પદમણી , ગુણકાસે મન કયું બોતા ?
કર લે બંદગી સાચી સાહેબકી, અમર રહે તેરા મન તોતા,
કહે રવિરામ ગુરુ ભાણ પ્રતાપે, એ અવસર ફિર નહિ હોતા.

- ૨૯ -

અલખ નિરંજન એક છે, સો રામ ભરિયા ભરપૂર,
નેણાં કમલમાં નિરખીએ રે, નૂરત પર પહોંચે સાચા શૂર.
પરમ પદનો જાણજો રે, દિલડે શોધ કરીને વિચાર,
નિશ્ચે પકડો નામને રે, તો ઉતરશો ભવજલ પાર.
અમથાં બાહેર શું લાવો રે, પરગટ બોજો પાંચ તત્ત્વ,
પંચોને મેલો પરહરી રે, શેષ વસ્તુ રહી છે સત.
પગ વિના સંત ચાલવું, સુરત કરે શબ્દ શું મેલ,
નીઝારજ ઝર અજરાપિયા, એવો મરજીવાનો ખેલ.
એ ઘર જે કોઈ અનુભવે, ભૂલે માયા નહીં લવલેશ,
ભાણચરણ રવિદાસ કહે, શોધો તમે સદ્દગુરુનો દેશ.

- ૩૦ -

આવ્યો'તો અરથ સારવા, સામો ગરથ ગુમાવ્યો,
સદ્દગુરુનો શબ્દ માન્યો નહીં, દિલમાં થયો ડાહ્યો.
અંત સમયે થયો આંધળો, ફરીથી ચોર્યાસી પાયો,
ભરમકરમ માંહી ભૂલ્યો, ધીરજ વિના ધાયો.
કળ ન જડી કિરતારની, સત નામ ન સાયો,
રાગ રંગ માંહી રીઝયો, ગુરુગમ વિના ગાયો.
ઊંઘ આળસમાં અંજાઈ ગયો, કાજળ સર્પે ખાયો,
નૂરત નિશાને ન રાખ્યો, નામ લેતાં કાયો,
કહે રવિદાસ તેના રે, ચૂકયા વારેવારે વહેમાયો.

- ૩૧ -

સખી આજ અમારે આંગણે, રમે ચૌદ ભુવનનો સ્વામી રે,
જેણે ગોકુળમાં લીલા કરી, હું તો પૂરણ પદવીને પામી રે.
સખી જોગી, મુનિ જોતા ફરે, ના'વે ઋષિ તપસીને ધ્યાને રે,
સખી ઘટઘટ પ્રગટ રમી રહ્યા, એની મહા વાયક નિશાની રે.
સખી ગોદાવરીમાં મંજન કિયા, હું તો ત્રિવેણીમાં નાહી રે,
સખી દાન પુણ્ય મેં અતિ કર્યાં, નિરખવા ત્રિભુવનરાય રે.
સખી ગોકુલ જોયું જોઈ દ્વારકા, જોયા જગન્નાથ ને કાશી રે,
સખી અણજાણે ઘણી આથડી, હવે પ્રીતમ વસે મારી પાસે રે.
સખી કાંઠે હરોને હું હાલું ગોતતી,
મને મનના મેરમ મળિયા રે,
સખી ભાણચરણ રવિ બોલ્યા, મારા ભવના ફેરા ટળિયા રે.

- ૩૨ -

વાદવિવાદ મત કરો ભાઈ, અંતરથી આપું ટાળે,
પૂર્ણાનંદ પરિબ્રહ્મ પુરુષોત્તમ, બાહેર ભીતર એક બ્રહ્મ ભાળે.

ભ્રાંતિ ભેદ અને ભીતર ભ્રમણા, છોડી દિયો ચિત્તનો ચાળો,
મોટા પુરુષનાં વચન વિચારો, જ્ઞાનહિમાળે મન ગાળો.
લીલો ને પીળો લાલ સફેદો, ચેતનથી વર્ણે કાળો,
પાંચ તત્ત્વને પડદે બોલે વાદળ, ઓથે જેહ વરસાળો.
ઊંચ નીચના એક છે આતમ, વૃધ્ધ જોબનને નહીં બાળો,
હિંદુ તુરકનું એક છે આશ્રમ, જેમ ધાતુનો ઢાળેલ ઢાળો.
નિજ ધરમમાં તમે જુઓ નિહાળી, પ્રેમ ભકિતના પરવટવાળો,
કહે રવિરામ તમે કયાંથી આવ્યા ? મૂળ શબ્દને સંભાળો.

- ૩૩ -

તન બંગલેકા કિયા કમઠાણાજી, સોઈ તો કારીગર ન્યારા હૈ,
ઓહન્‌કારકી ઈંટ લગાઈ હૈ, સોહમ્‌કારકા ગારા હૈ.
ચતન ચૂનો માંહી માયકા મસાલા, રંગ લાગ્યા રણુકારા હૈ,
પાંચ કડિયા ને પચીસ મજૂરો, તીન લાગ્યા સુતારા હૈ.
તિનસે સાઠ વાકુ ચીરા બંધ બાંધ્યા, અસલ ધાતુકા ઢાળા હૈ,
નવ દરવાજા દસમી બારી જી, નવલાખ જાળિયા અપારા હૈ.
પાંચ ચોર ખબર કરી રાખે જી, ચાર હૈ ચોકીદારા હૈ,
સુન મંડળમેં સેજ બિછાઈ, અલખ પુરુષકા દીદારા હૈ.
અધ્ધર તખત પર આપ બિરાજેજી ઝગમગ જ્યોતિ ઊજિયારા હૈ,
કહે રવિરામ ગુરુ ભાણપ્રતાપજી, ભવસાગરકા તારા હૈ.

- ૩૪ -

જાગો મનતમે ચેતો આતમરામ દેખો નજર પાછળ ફેરી,
ઘડીઘડીનાં ઘડિયાળો વાગે, કાયાનો સઢ તારો લેવો ઘેરી.
માતાપિતા તારા કુટુંબ કબીલો, બેની બાંધવ સુતની ઘેરી,
તેમાંથી કોઈ સંગ નહીં ચાલે, નહીં ચાલે ઘરની નારી.
દશે દરવાજા બંધ કરી લેશે, ચોપદાર ઉભો તારો ચોક ઘેરી,
પુણ્ય વિના કોઈ પાસ નહીં આવે, કોણ કરે વિષ્ટિ તારી ?

એક દિન જમડા શહેરમાં ઉલટશે, ઘમસાણ ચડશે એની સવારી,
આ કાયામાં અંધકાર રહેશે, આવ્યો અષાઢે જેમ ઘન ઘોરી.
મનમાં વિચારી તનમાં તપાસી, મનખા જનમ ના'વેવારં વારી,
કહે રવિરામ ગુરુ ભાણપ્રતાપે, એક અલખ આશા તેરી.

- ૩૫ -

સુરીનર વાદે રે શીતળ સંતને, જેહને ભીતર નહીં અભિમાન,
શીલ ને સંતો રે ગુરુવા ગુરુ ગમી,
અડગ અખંડ નિરંતર ધ્યાન.
શબ્દ રસાળ રે નેણાં અમૃત ભર્યાં, કર્યો છે રાગદ્વોષનો નાશ,
કરુણાસિંધુ રે તત્ત્વવેત્તા ખરા, સમદષ્ટિ સંપૂર્ણ સમાંસ.
પાપપુણ્ય રહિત રે હરિરસને પીએ, પાંચ પચીસને કીધા જેર,
મહાસુખ આપે રે સરવે જંતુને, નિઃસંશય સંત નહીં કંઈ વેર.
લક્ષસ્વરૂપી રે આત્મિક સંતની, પ્રીછયું પોતે પોતાનું પોત,
જીવપણું ટાળ્યું રે આતમ થઈ રમે, સ્વપ્રકાશિત અદ્વૈત જયોત.
તત્ત્વ બતાવે રે વસ્તુ સ્વતંત્ર છે, જેમ કંઈ ભાંડામેં મૃતિકા ભાસ,
રવિદાસ સંત રે અદ્વૈતપદે પુનરપિ ન આવે ફરી ગર્ભવાસ.

- ૩૬ -

જેને વાગ્યાં શબ્દનાં બાણ રે,
જેના પ્રેમે વીંધાયેલ પ્રાણ રે.
પતિવ્રતા જેનો પિયુ પરદેશે,
એની કેમ ઝપાવું ઝાળ રે ?
નાથ વિના અમને નિંદ્રા ન આવે,
સૂતા સેંજલડી શૂળ સમાન રે.
દીપક દેખી જ્યારે મનડાં લોભાણાં,
ત્યારે પતંગે છોડયા એના પ્રાણ રે.
આપ પોતાનું જ્યારે અગ્નિમાં હોમ્યું,

ત્યારે પડવી પામ્યો એ નિર્વાણ રે.
ચંદ્ર-ચકોરને પ્રીત બંધાણી,
બંદા ચાંદો વસે આસમાન રે.
દેહ ઉલટાવે તોય દૃષ્ટિ ન પલટે,
જેનાં નયણાંનાં ઘૂરે એ નિશાન રે.
જળ-શેવાળને પ્રીત ઘણેરી બંદા,
મન વસે જળ માંય રે.
સૂક ગયા નીર ત્યારે પ્રાણ વછૂટયાં,
જોજો પ્રીત કયાંનાં પ્રમાણ રે.
ઉડી ગઈ રજની ટળી ગયાં તિમિર,
તોય ન મટયાં અભિમાન રે.
કહે રવિદાસ સંત ભાણપ્રતાપે,
સ્વપ્નું સંસારિયો જાણ રે.

- ૩૭ -

કયા કરત મેરી મેરી મૂરખ, મન કયા કરત મેરી મેરી ?
તર જલરી, સારો જન્મ ગુમાયો, અવસર હોત અવેરી.
આવેગા તબ દાર પકડ ચલેગા, હોવેગી જંગલમેં ઢેરી,
કાલ-નગારાં તેરે ગડગડત હૈ, શિર પર, ચલતાં સાંજ સવેરી.
ધન દોલત તેરા કુટુંબ કબીલો, સંગ ન ચલે ત્રિયા તેરી,
કહે રવિદાસ હરિગુરુ સંત સેવો, મનુષ્યાજન્મ ના'વે ફેરી.

- ૩૮ -

જાણજાણ તું જીવ અભાગિયો,
આવો મનખો ના'વે ફરી રે.
આજ તું તો સૂતો મસાણો માંય,
જમડા ખોળે તારા જીવને રે.

કાયા માથા પડે કુહાડના માર,
ફટ ભૂંડા અજ્ઞાની તું ભૂલતો રે.
તૂટયાં સરોવરનીર તણાયા જાય,
રસિયા પાળો બાંધી પુણ્યની રે.
પંખી હતાં તે જેમ તેમ ભરતાં પેટ,
ઝાડેઝાડે માળા બાંધતાં રે.
હરણ હતાં તે મુખડે ચરતાં ઘાસ,
તડકા-ટાઢ ઘણી વેઠતાં રે.
ના'વે ના'વે લશ્કર કેરો પાર,
હીંગલ મંગલ ઘોડા પાલખી રે.
જમરખ દીવડો મેલ્યો થાળી માંય,
સાત સતી મળી ઉતારે હરિની આરતી રે.
ભાણપ્રતાપે મગન થયા રવિદાસ,
પૂરણ પદ પામ્યો પ્રેમ શું રે.

- ૩૯ -

શરીર શોધ્યા વિના સાર પ્રગટે નહીં,
પદનો પાર તે ના'વે પોથે.
તાંદુલ છોડીને કુશને વળગિયો,
ભૂખ નહિ ભાંગે ઠાલે થોથે.
રસના સ્વાદમાં રુસણે રાજીઓ,
વિના ગુરુ જ્ઞાન કહ્યો પાંચ ગૂંથે.
વાક્‌વિલાસમાં વિવિધ વાણી વદે,
પરહરી કેળને વળગ્યો ભોથે.
શબ્દ સંચા ઘણા, સકળ વિદ્યા ભણ્યા,
અધ્યાત્મ ઊતરે આવી ઓજો.

પ્રચંડ પડયા રહયા અહંકાર એક ન ગયા,
અમોઘ જાુગ વહી ગયા એમ રોતે.
શાસ્ત્ર કીધ કંઠે તોય રજનીમાં આથડે,
અંધ ન સંચરે શેર સુધે.
કહે રવિદાસ મુંઝાઈશ જૂજવે મતે,
રવિ રજની નથી પદ ચોથે.

- ૪૦ -

સંસારનું શું કામ છે તારે ? તું તારું ઘર શોધ રે ભાઈ,
આપી રાખું ઓળખ પછી, બીજાને પરબોધ રે ભાઈ.
વલખાં મારે છૂટવા કેરાં, માથે માયા ભાર રે ભાઈ,
આ કર્યું આ કરવું હવે, એમ ન પામે પાર રે ભાઈ.
દાન હાથે કર, વાવર હાથે, સંતની સંગત ઝાલ રે ભાઈ,
ગેહમા રહે તો કરતે વહેલી, વિઠ્ઠલ સાથે વહાલરે ભાઈ.
માતાપિતા સુત ભગિની ભાઈ, પુત્ર ને પરિવાર રે ભાઈ,
તારું નથી કોઈ અંતની વેળા, સમર સરજનહાર રે ભાઈ.
સદ્‌ગુરુની સનદ પકડ, જકડી હૈયે રાખ રે ભાઈ,
આવન-જાવન મિટે ફેરા, આપું કાઢી નાંખ રે ભાઈ.
આવાગમન માટે પીઓ, રામરસાયન ઘૂંટ રે ભાઈ,
રવિ કહે રાખ નાખીએ નૂરત, સુરત સાદય ત્રિકુટી રે ભાઈ.

- ૪૧ -

એવી ઝણણણણ ઝાલરી વાગી રે,
મેં તો જોયું તખ્ત પર જાગી રે,
મને સંત મળ્યા સોહાગી રે, એની મધુરી શી મોરલી વાગી રે !
મુખ કમળથી ઉપડીને હૃદય કમળમાં બોલે,
નાભિકમળથી મારી સુરતા ચાલી, ઊભી ત્રિવેણીમાં ડોલે રે.

સતનામ ઘોડો શણગારીઓ, અલખની કરી લગામ,
ચાંદો સૂરજ બેય પાવડે એનો ચડનારો ચતુર સુજાણ -રે.
ગગનમંડળમાં ગોખલો, નર સૂતો નિરધાર,
ત્રણ પુરુષ એની સેવા કરે, રામ કબીર રણુંકર -રે.
સદ્દગુરુએ અમને ઉરમાં લીધા, માર્યા મોહનીનાં બાણ,
વિચાર કરો તો વેદ ન જાણે, ભીતર પ્રગટ થયા ગુરુ ભાણ -રે.
સોહં સોહં તારા ઘટમાં વસે, ચુરતાં કરે એની સેવ,
ભાણપ્રતાપે રવિદાસ કહે, મને મળિયા નિરંજન દેવ -રે.

- ૪૨ -

રામ નામનું સુમીરણ સાચું, કાચું નહીં લગાર રે ભાઈ,
સહસ્ર ફેણે શેષનાગ જપે છે, રસનાએ રંકાર રે ભાઈ.
વિશ્વાસે વિશ્વંભર ભજીએ, તજીએ લોકની લાજ રે ભાઈ,
અંબુ પર અર્ધ અક્ષરે, પથ્થર બાંધી પાજ રે ભાઈ.
અજામિલ ગજ ગણિકા, ગોવિંદે તારી કાઢયાં તીર રે ભાઈ,
દ્રૌપદીજીના પલમેં પૂર્યાં, નવસે નવ્વાણું ચીર રે ભાઈ.
ઊઠતાં રામ કહે બેઠતાં રામ કહે, ચાલતાં રામ સંભાર રે ભાઈ,
સોવત રામ, જાગત રામ કહે, સદ્દગુરુ શબ્દ વિચાર રે ભાઈ.
સતજુગ ત્રેતાજુગ જગ્ન, દ્વાપરમાં આચાર રે ભાઈ,
કળિયુગમાં રવિદાસ કહે, હોવે નામ થકી નિસ્તાર રે ભાઈ.

- ૪૩ -

સુણોને સંસારી રે, સંતજન કહે શાસ્ત્ર પોકારી,
મનુષ્યદેહ તે જનમ, ઉત્તમ દેવને દુર્લભ જેહ.
ગુરુ ગોવિંદ ભજીએ સંતને, સેવાએ સંત શિખામણ એહ.
પાપનો નહીં પાર જીવને, મૂર્ખ માંડી શું કહું ?
પ્રાયશ્ચિત્ત તો મન વચન કર્મે કરે, કર્મ મળીને સહુ.

સાધ ન કરી હરિનામ ન સાધ્યું, આ જુગમાં અવતરી,
હરિભજનમેં કરે હરકત, ભટકે તે બહુ ભરમે કરી.
લબાડ, લાલચી, લોભી, લંપટ, તેની સંગત તજીએ,
સત્સંગ, અનભય ભકિત હરિની, સદ્ગુરુ પાસે માંગીએ.
ચરણારવિંદે શરણ રાખે, કહું શું મુખથી કથી ?
ઓથ ન મળે બીજી ભાઈ, પુરાણ સર્વ જોયાં મથી.
સગાં તારાં સાલ સબળ, મધ્યમ દુઃખ દેશે બહુ,
જાવાનું દેહ આજ જાણો, રવિ એક નામ રહે છે રહ્યું.

- ૪૪ -

અવનિશ ભજન વિના લક્ષ તે કેમ લહે ?
ભકિત દુર્લભ તે કેમ આવે ?
ખેલ અખાડો રમે સૌ સભાને ગમે,
મૂઠ છૂટે તબ રમત ફાવે,
જ્ઞાનમાં મન ગળે રોગ બીજા ટળે,
ટેક મેલી નવ ટાંક ચાલે.
ધ્યાન ધીરજ ધરે કલ્પના નવ કરે,
સર્વ સંસારમાં નાથ ભાળે.
બુધ્ધિએ બોધીએ શબ્દને શોધીએ,
મેલીએ વિરોધ વિકાર બીજા.
પલકમાં આ જગતે જાતે ગણ્યો,
નામ ઉપાસી તે નામ રીઝયા.
સમદષ્ટિ કરે પ્રપંચને પરહરે,
શબ્દ સાચા વરી સદ્ગુરુ કેરા.
અંજર જ્યારે જરે અવિનાશને ઉચ્ચરે,
ત્યારે ઘાટ ના મેલવા સર્વ ઘેરા.
હું તું જ્યારે ટળે શીશ દઈ ગુરુને મળે,

દાસ થઈને રહે દીન ભાખી.
કહે રવિદાસજી નામ નિશ્ચે ગ્રહે,
થઈ રહ્યો આધીન ને આપું નાખી.

- ૪૫ -

કર બંદરી સદ્દગુરુકી, નિર્ભય હો જાના હો જાના,
ફૂટી કલજુગકી માયા, કોટી ઉપાયે રહે નહીં કાયા.
ઊપજ્યા સોઈ હે અલ્પાયુ, ગુરુગમ જો જ્ઞાન જો જ્ઞાના,
જૂઠા માતા પિતા સંગાથા, આખર વખત ચલે નહીં સારા.
સંત સેવી ભજ નિર્ગુણ નાથા, છોડ દે અભિમાના અભિમાના,
મનુષ્યદેહ સફલ તો થઈ, કરી લે સાહેબછી ઓળખાઈ.
તુલસી તિલક કંઠ ધર ભાઈ, જખ મારે જમરાના જમરાના,
સૂન સમાધ તાલી લાગે આવાગમનકા ભય સબ ભાંગે.
અવિનાશી ચૈતન્ય બહય જાગે, નિરંજન નિર્વાણા નિર્વાણા,
સહજ સમાધિ સહજ સ્વરૂપા, સકળ નિરંતર વસ્તુ અનુપા,
રવિરામ ત્યાં છાયા ન છૂપા, મેરા ગુરુ હે ભાણા હે ભાણા.

- ૪૬ -

માયા છે આ મહાપ્રભુની, હરિ ગુરુ સંતને સંતને સોંપો રે,
સંત સેવતાં કાર્ય જ સીધે, રમતા રામે ચિત્ત રોપો રે.
કબીરે સંતને સેવ્યા ચિત્ત લાઈ, શાહ સિકંદર કોપ્યો રે,
જળે ન ડૂબ્યા અગ્નિએ ન બાળ્યા, વેદશાસ્ત્ર મત લોપો રે.
ધના જાટે ધીધી સંતસેવા, પીએ ઘટઘટ પૂજ્યા રે,
હરિગુરુ અંત એક કરી જાણ્યા, આત્મ ન જાણ્યા દૂજા રે.
રોહીદાસે સદ્દગુરુ સંત સેવ્યા, બ્રહિયણે શાલિગ્રામ રે,
રાજદ્વારે રામ ભંજતા, સન્મુખ આવ્યા પ્રભુ સામા રે.
રામચંદ્ર સદ્દગુરુ સંત સેવ્યા, લિયા આતમ નિજ ભેવા રે,
શિવ બહયા ઈન્દ્રાદિક સરખા, કૃષ્ણે ગરુ સંત સેવ્યા રે.

મન, બુધ્ધિ, ચિત્ત અહંકાર, તજી ગ્રહો સદ્દગુરુ અંતકા શરણા રે,
રવિદાસ મન મહાપદ પામ્યાં, જેના મટી ગયા આવાગમના રે.

- ૪૭ -

પડ ખોજ્યા વિના પાર ન પાવે, કયા પઢતા પુસ્તક માંહી,
નિરભે પદકા નહીં નિવેડા, પાખંડ કર પરલે જાઈ.
દમડી કારણ દે પરમોદા, પેટ ભયાંકી પંડિતાઈ,
ખટ શાસ્ત્ર ઓર પુરાણ અઢારા, ભાગવત ગીતા ગાઈ.
કહે અદ્વૈતા કર્મ કરે ચિંતા, સો નર નરક પડે જાઈ,
લિયે લોભકે લોક સુનાવે, દેત દોટ બીન ધીરજ ભાઈ.
જૈસે મશાલચી મસ્ત તેલ ભર, પ્રગટી મશાલ ઊભા ભાઈ,
આપ ઓરનકું કરે અજવાળા, આપ અંધેરે અંતરાઈ.
કાજી કુરાન કિતાબ વખાણે, નમાજ પંચ વખત જાઈ,
સાંજ પડે તબ છૂરી ચલાવે, ગુરુ ગમ બીન રહે ધુમરાઈ.
કાયા કમાયા ભીન કથની કરત હૈ, મૂરખ મનમેં મરડાઈ,
રહે રવિદાત સત નામ ચિન્યા વિના, અંધા આડા અફળાઈ.

મારા મનવા ભાઈ રે, ચેતન થઈને ચાલે,
ગુરુપ્રતાપે સંતની સંગતે મુકત થઈને મા'લો.
ઘરઘર ગાયે થયા ગવૈયા, કોટે ઝાઝી કંઠી,
સદ્દગુરુ કેરી સમજણ ના'વી, માંહી બુધ્ધિ વંઠી.
કરે સ્વારથ પેટ જે અરથે, દેશ દેશાંતર લાધે,
સાંજ પડે ત્યારે થાય જ સાધુ, ભકતતણું ઘર શોધે.
જ્ઞાન કથે માને બોલે, બીજાને કહે કૂડા,
તારા થઈને જાય તરવા, પોતે ભવમાં બૂડયા.
વિશ્વાસુને વહાલ દેખાડી, બહુત આરાડે બોધા,
મીઠું બોલી મન હરી લેતા, અંતર અધના ઓધા.
સાચજૂઠ તણો જે વેરો, ધરમ તણે ઘર થાશે,
રવિદાસ કષ્ટે કર કમાણી, તાજુડે તોળાશે.

# ભાણ સાહેબનાં ભજનો

- ૧ -

સદ્‌ગુરુ સાહેબ સઈ કર્યાં ને પ્રેમજ્યોતિ પ્રકાશી. (ટેક)
અખંડ જાપ આયો આતમરો, કટી કાલકી ફાંસી ...સદ્‌૦
ગગન ગરજીઆ શ્રાવણે સૂણ્યા, મેઘ જ બારે માસી,
ચમક દામની ચમકત લાગી, દેખ્યા એક ઉદાસી ...સદ્‌૦
ગેબ તણાં ઘડીઆળા વાડે, દ્વૈત ગયા દળ નાસી,
ઝીલપણામાં ઝાલર વાગી, ઉદય ભયા અવિનાશી ...સદ્‌૦
મહી વલોયાં માખણ પાયા, ધ્રુત તણી ગમ આસી,
ચાર સખી મિલ ભયા વલોણાં, અમર લોક કા વાસી ...સદ્‌૦
સપ્ત દ્વીપ ને સાયર નાહીં, નહીં ધરણી આકાશી,
એક નિરંતર આતમ બોલે, સો વિધિ વિરલા પાસી ...સદ્‌૦
ગેબ નિરંતર ગુરુ મુખ બોલ્યા, દેખ્યા શ્યામ સુંવાસી,
સ્વપ્ન ગયા ને સાહેબ પાયા, ભાણ ભયા સમાસી ...સદ્‌૦

- ૨ -

સોઈ સાદુ સુરમા રે, જે દિલડાની દુગ્ધા ટાળે,
અવનસ રહે ધૂન લાગી, સન શબ્દ સંભાળે.
પ્રેમ સરોવર પેઠ કે, આગમ ઘર બૂઝે,
ક્ષમા ખલકો પહેર કે, સરવે વિઝ સૂઝે.
સુરત નાળ સંબંધ હૈ, ત્રિવેણીએ તાપે,
અનહદ વાજાં વાગિયાં, ગુરુનામ પ્રતાપે.
પલક તણાં સુખ પરહરો, તો સદા સુખ માણે,
તાણો વાણો એક છે, જૂજવા મત જાણો.
દિલ દરિયામાં પેખતા, સબ દરિયો દેખા,
ભાણ કહે સદ્‌ગુરુ ભેટિયા સંપૂરણ પેખ્યા.

- ૩ -

મન તું રામ ભજીલે રાણા, તારે ગુણ ગોવિંદના ગવાણાં. (ટેક)
ખોટી માયાની ખબર ન પડી, પછી કળ વિના કુટાણા,
જૂઠી માયાસે ઝઘડો માંડયો, બળ કરી બંધાણા ...મન૦
કૂડિયા તારે કામ ન આવે, ભેળાં ન આવે નાણાં,
હરામની માયા હાલી જાણે, રહેશે દામ દટાણા ...મન૦
કૃષ્ણ વિના નર કૂડા દિસે, ભીતર નવ ભેદાણા,
હરિ વિનાના હળવા હીંડે, નર ફરે નીમાણા ...મન૦
સો સો વરસ રહે સિંધુમાં, ભીતર નવ ભિજાણા,
જળનું તો કાંઈ જોર નવ ચાલ્યું, પલળ્યા નહીં પાણા ...મન૦
તારા હરિશ્ચંદ્ર તુંહી તુંહી જપ્યા, રોહિદાસ રુંધાણો,
દીક્ષિત લઈને દાતાર ચાલ્યા, હરિશ્ચંદ્ર હાટ વેચાણા ...મન૦
રાવણ સરીખ રહ્યા નહીં ને, ઈન્દ્ર જેવા અલપાણા,
જરાસંધ તો જાતા રહ્યા, ને કૌરવ ખૂબ કુટાણા ...મન૦
સંચી માયા ભેળી કરી ને, નીચે ભરિયાં નાણાં,
મૂઆ પછી મણિધર થઈ બેઠા, તાપર રાફ રુંધાણા ...મન૦
અસંખ્ય તો અવતાર ધર્યાં તે, ભવોભવ ભટકાણા,
જરા-મરણ તો જીવ્યા નહીં, પણ લોભ ન ગયો લુવાણા...મન૦
ફળી ફરી પણ વસ્તી ન ફરી, બાલે નહીં બદલાણી,
છબી ફરી પણ ચાલ ફરી નહીં,
ભ્રાંતિ ગઈ નહીં ભાણા નહીં ...મન૦

- ૪ -

કામનો કામનો કામનો રે,
તું અહીંયાં આવ્યો શા કામનો ? (ટેક)
સંતસ્વરૂપી ગંગા ન નહાયો, ભજન કિયો ન સિયારામનો રે -તું૦
પાપ કરતાં પાછું ન જોયું, ડરી બેઠો નહીં ઠામનો રે -તું૦

આ રે કાયામાં શું રે મોહ્યા છો ? કોથળો છે હાડચામનો રે -તું૦
ભાણ કહે તું ચેતી લે પ્રાણી, પછી નહીં રહે ઘાટ ગામનો રે -તું૦

- ૫ -

સદ્‌ગુરુ મળ્યા સેજમાં, જેણે સંતનો શબ્દ સુણાયો. (ટેક)
ચોર્યાંશીનો રાહ ચૂકાવી, અખંડ ધામ ઓળખાયો ...સદ્‌૦
પંચ હતા સો થયા પરિપૂરણ, નવધા નામ મિટાયો,
દશમ દશા આવી દિલ ભીતર, એકમેં અનેક સમાયો ...સદ્‌૦
અનેક હતા સો અખંડ સમાયો, નહીં જોયો નહીં આયો,
જીકર કરત ગઈ જામિની, સોહમ સાહેબ પાયો ...સદ્‌૦
જપ તપ તીરથ જોગ ન ધરતાં, સળંગ સેરડો પાયો,
ખટદર્શનમાં ખોજ કરીને, ફરીફરી ઘેર જ આયો ...સદ્‌૦
અનંત કરોડમાં આગે ઊભા, સમાયાએ સાધુ કહાયો,
નહીં ભાણે હરિ ભીતર ભેદ્યા,
જ્યોતિમાં જ્યોતિ મિલાયો ...સદ્‌

- ૬ -

ધાર ધારને ધારને રે, તારા સદ્‌ગુરુની શિખામણ ધારને. (ટેક)
મહામંત્ર કરુણા કરી આપ્યો, વિચાર કર એના સારને રે. સત૦
દસ ઈન્દ્રિયો દમન કરીને, વિષયથી મન વારને રે. સત૦
સત્‌ અસત્‌નો વિચાર કરીને, દેહાધ્યાસ ટાળને રે. સત૦
જન્મમરણનું કારણ તારું, વાસનાનાં બીજને બાળને રે. સત૦
ભાણ કહે સત્‌ આનંદમાં, સુમજીને ઊતરો ભવપારને રે. સત૦

- ૭ -

માણને માણને માણને રે, તું અનુભવ સુખને માણને. (ટેક)
હરખ, શોક, સુધા, પિયાસા, સોંપી દે મન પ્રાણને રે -તું૦
હાણ ને વરધ સુખ ને દુઃખ, જનમ મરણ પળ જાણ રે -તું-૦

આતમ રૂપ અનુભવ ભૂલીને, ભટકયો ચોરાશી ખાણને રે -તું૦
ભાણ કહે જો આતમ દરશો, દુઃખ રહે નહીં એંધાણને રે -તું૦

ભાણ કહે ભટકીશ મા, મથી જોને માંહી,
સમજીને સૂઈ રહે તો, કરવું નથી કાંઈ.
બોલ એ બીજો નહીં, પરમેશ્વર પોતે,
અજ્ઞાની ને આંધળો અળગો જઈને ગોતે.
સાચું નામ સાહેબનું, જૂઠું નહિ જરાય,
ભાણ કહે ભજી લે તો, ભારે કામ જ થાય.

- ૯ -

એક નિરંજન નામ જ સાથે, મન બાંધ્યો હે મારો,
ગુરુ પ્રતાપ સાધુકી સંગત, આવ્યો ભવનો આરો ...એક૦
કૂડે કપટે કોઈ નવ રાચો, સતનો મારગ સાચો,
ગુરને વચને જ્ઞાન કથીને, નિત ગંગામાં નહાયો ...એક૦
ઘટ પ્રકાશા ગુરુગમ લાધી, ચોરાશીનો છેડો,
જે દેહને દૂર દેખતાં, નજર ભાળ્યો નેડો ...એક૦
અનંત કરોડ અવનિમાં આતમ, જુગતી કરીને જાણે,
ભ્રાંતિ ભ્રમણા ભવની ભાંગી, શિવે જીવસમાણો ...એક૦
જળ ઝાંઝવામાં કોઈ ન ભૂલો, જૂઠો જગત નિહાળો,
ભાણ કહે ભગતને ભજીએ, જેનો સકલ ભુવન પસારો...એક૦

- ૧૦ -

મારને મારને મારને રે, તું મનવા વેરીને મારને. (ટેક)
કામ ક્રોધ પ્રથમ ઉપજાવે, પછી હરે તપ સારને રે -તું૦
મિત્રની પેઠે ભેળો રહીને, તુંને કરાવશે હારને રે -તું૦
તીરથ નાહયે શાંતિ ન થાયે, વૃથા ચઢાવે શિર ભારને રે -તું૦
ભાણ કહે મન માર્યા વિના, કેમ ઊતરો ભવપારને રે -તું૦

- ૧૧ -

સદ્‌ગુરુ સાહેબ સોઈ મળ્યા, જેણે અમર નામ ઓળખાયો. (ટેક)
ગુરુ પ્રતાપ સાધુકી સંગત, ભકિત પદારથ પાયો ...સદ્‌૦
કથતાં બકતાં ભયો કિનારો, ઉનમુનિ કે ઘર આયો,
નગરલોક સબ નીક ચલાયા, જીત નિશાન ધુરાયે ...સદ્‌૦
ચાર મળી ચૈતન્ય ઘર આયા, પકડ પાંચ બુલાયો,
શબ્દ એક ટંકશાળ પડે ત્યાં, નિર્ભય નામ સુણાયો ...સદ્‌૦
ઈશ ઉદબુદા ધૂમ મચાયો, માંહી સમી હે માયો,
નદી નાવ સબ નીક ચલી હૈ, સાયર નીર સમાયો ...સદ્‌૦
અક્ષર એકસે જીુગ ઉપાયા, સોહં નામ સવાયો,
અકળ પુરુષ અવતાર ધરે ત્યાં, ભાણ દેવ ભેદ પાયો ...સદ્‌૦

- ૧૨ -

મન-રેવંત ચડીને મા કરો રૂમાડા, પછી થાશે પાળા. (ટેક)
જનમ દિયો જાદવ મુજને, હરિગુણ ગાવાતમારા,
ઉદર થકી અવતાર લીધો, બુધ ન જાણે બાળા -મન૦
ચોરટા ભેગો વાસ તમારો, ઠામ ઠામ ઘો છો ઠાલા,
લેકારૂડા લઈ જાશે, તનડે દેવાશે તાળાં -મન૦
સમદરિયામાં શ્રૃંખલ ઝાઝાં, રત્નાકરમાં હીરા,
કંઈ કંઈ વરસે કાચ કથીરા, મેરા સદ્‌ગુરુ હૈ પૂરણહારા -મન૦
ખંતીલા ખેડુ થઈ બેઠા, મનમેં મધુરી માળા,
ધર્મના ધોરધર ધરે જોતરિયા, તેને મા દેજો તમે ટાળા -મન૦
થડ મેલી ડાળાંભામાં વળો, પછી પડતાં કરશો પોકારા,
ભાણ દેવ કહે સુણો મારા ભઈલા, સમજે સમજણહારા.

- ૧૩ -

સાંભળો સાધુ સઈ કરો સામા સદ્‌ગુરુ વાયે,
અરસપરસ હોઈ એકમેકને, કદી કાલ ન ખાયે.

નામરૂપ જબ નીરખિયા, અનહદ ઘર આયા,
ઈગલા પિંગલા સુષમણા, સેજેસેજ ઘર પાયા.
ભ્રમર ગુફામેં ભાઠી જળે, ભારે દેખ લાલી,
જુગત જાગીને ત્યાં રહે, બેઠા આસન વાળી.
સદ્‌ગુરુ કેવી સાનમેં, સમજે કોઈક શૂરા,
સમજીને જે સહી દરે, તે પદ આવે પૂરા.
અગમ ગત અવિગત કેરી, વિધિ વિરલે જાણી,
જળતરંગ જળથી ઉપન્યા, જળમાંહી સમાણી.
એક નિરંતર નિરખિયા, નહીં કાયા નહીં માયા,
ઓચિંતા ભાણ દેવ ઓચર્યા, ગેબી ગુણ ગાયા.

- ૧૪ -

હંસો હાલવાને લાગ્યો, કાયાનો ગઢ ભાંગ્યો,
તમે પોંરા પ્રમાણે જાગો, હંસા હાલવાને લાગ્યો. (ટેક)
નિતનિત નિંદ્રા મત કરો નયણે, સૂતાને સાહેબ આઘો,
સુમિરણ કરી લો સાચા ધણીનું, તમે મોજ મુકતાફળ માગો. ૧
જાગ્યા સોઈ નર સંસારમાં સીધ્યા,
જેણે ઉજેડ મેલ્યા આઘો,
મારગ ધાયા તે બહોત સુખ પાયા,
તેનો જરા મરણ ભે ભાંગ્યો. ૨
જરા પહોંચી ત્યારે જમડા આવ્યા, દેહડી તણો દલ ભાગ્યો,
કૂડીએ આવી કાયાનો ગઢ ઘેર્યો, ત્યારે અંધો અરજવાને લાગ્યો. ૩
કૂડી છે કાયા ને કૂડી છે માયા, જૂઠનો આ જગ જાણો,
સાચો નામ સાહેબકો જાણો, જાણે લુહાણો ભાણો. ૪

- ૧૫ -

અસુરાને મન દયા આણો, એમ ભણે લુહાણો ભાણો રે. (ટેક)
મીરાંબાઈને મારવા જે દિ, રાણો રાય રિસાણો રે,
કંઠડે જાતા અમૃત કીધા તે દિ, વિખનો પ્યાલો પિવાણો રે. અ૦
હોલો રાણો હરિને ભજતો, ચંડાલની નજરે ચઢાણો રે,
પારધીને પગે વસિયલ ડસિયો, શિર માર્યો સીંચાયો રે. અ૦
નાના ભગતનું નીંગળ કીધું, જે દિ છાપરો છવાણો રે,
કબીરના માથે કરુણા કીધી, મરઘલો છોડાણો રે. અ૦
ઊંડા જળમાં જે દિ ગજને ગરાયો,
તે દિ ઝૂડ થયો જમરાણો રે,
વારે ચડી પ્રભુ વહેલા પધાર્યા,
અહીં આવ્યા છે ટાણો રે અ૦

- ૧૬ -

આતમરામ અળગા નહીં રે, હું તો બુધ્ધિ ન જાણું બાળ,
દિલ માંહી બેઠા દેવતા રે, દર્શન દેશે દીનદયાળ.
સતજુગમાં સન્મુખ હતા રે, દર્શન દેતા દેવ,
આ જુગમાં અંતર રમો છો રે, સાચા કરે તમારી સેવ.
ત્રેતામાં હરિ ત્યાં હતા, હરિ જે ઘર આદ ભાવ,
આવ્યો અભ્યાગત ઓળખો રે, જાણે જગતનો પ્રભાવ.
દ્વાપર માંહી ચૌદ દિશે, કર જોડી કિરતાર,
પુરાણે પ્રસન્ન હુવા રે, દોડયા આવે વર્ણ અઢાર.
કળિયુગમાં કાયમ ધણી રે, દૂરમાં દેખો દાસ,
ભાણ કહે મને ભેળીએ, પ્રગટ ઉભા હરજી પાસ.

સમાપ્ત